# દીવાન.



( વાંચો ) સચિત્ર "ગજરામારૂ" કી ૦-૧૦-૦

( વાંચો ) સચિત્ર "શરદપુણિ" કી ૦-૧૦-૦

બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ.
રીચીરોડ-અમદાવાદ.

ॐ

॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥

# સરોવરની સુંદરી.

વા

સચિત્ર. ] **"ગુલાબનું ફૂલ."** [સચિત્ર.

લેખકઃ "પુષ્પ"

—: તે :—

(જળસમાધિ; રાજા ભરથરી; રંગમાં ભંગ; સુધરેલી સરલા; વીણા-વેલી ભાગ ૧-૨; ખૂની કોણ? ચોકટનો એક્કો; લાલનો એક્કો; રાક્ષસી-કૂતરો; ઇત્યાદિના કર્તા.)

પ્રકાશકઃ-

શાહ રણછોડલાલ મોતીલાલ, બુકસેલર.

રીચીરોડ-અમદાવાદ.



દ્વીતીયાવૃત્તિ. સંવત ૧૯૮૨. પ્રત ૨૦૦૦

કીંમત ૦-૧૨-૦

# વિષયાનુક્રમ.







ધી સૂર્ય પ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમાં મુળચંદભાઈ ત્રીકમલાલે છાપ્યું,
ઠે. પીરમશારોડ—અમદાવાદ.

## " પ્રસ્તાવના. "

સુજ્ઞ વાંચક બંધુ !

ડિટેકટીવ નવલકથા લખવાનો મ્હારો આ પંચમ્ પ્રવાસ. આ વાર્તાનું કોકડું જો કે કેવળ કલ્પનાના તરંગો ઉપર ગુંથવામાં આવેલું છે, છતાં એમાં બહૂધા બનવા યોગ્યજ બનાવો આલેખવામાં આવેલાં છે.

જે દેશમાં ભીમસેન જેવા દશ હજાર મણના વજન ઉંચકનાર ગદાધારી ! અજાયબ એવી લાખોની કીંમતનો કોહીનૂર ! કરોડોની એવી રત્ન જડીત કાંસકી; ( કાકૂ મારવાડીની પુત્રીની) પારસમણી, મયૂરાસન; તાજમહેલ તથા અજાયબ એવાં અમરફળ જેવી અલૌકિક વસ્તુઓની માન્યતાને સ્થાન છે, ત્યાં આ લેખકના આ કાલ્પનિક ગુલાબના ફુલ અને સરોવરની સુન્દરીને પણ સ્થાન કાં ન હોય !

કેવળ મગજ શકિતની ખીલવટ ! અને નિર્દોષ જ્ઞાન સાથે ગમત સિવાય આ પ્રકારની નવલકથાઓ લખવામાં અન્ય કશોય વિશેષ હેતુ મ્હોટે ભાગે નથી હોતો, પરન્તુ એ ઉપરાંત મ્હેં આ નવલકથામાં કંઇક વૈચિત્ર્ય, આકર્ષણ, મોહીની, ચમત્કૃતિ, કલ્પના શકિતની પરંપરા અને ચેતન જેવાં રસ-પૂર વહેવડાવવામાં અને પૂરવાં શકય પ્રયાસ લીધો છે એ પ્રત્યેક વાંચક ! સહજે જોઇ શકશે.

જનસમાજ સમક્ષ આ વાર્તા દ્વારા લેખક જે જે વિષયો મૂકવા માગે છે, તેમાં " ગરીબીનો હૃદયભેદક ચિતાર, બ્હારવટીઆ હોવા છતાં એક પવિત્ર જીવન ગાળી શકાય, શંકીત હૃદયના સાહસ તથા પાછળથી પસ્તાવા અને સત્તાનોમદ એમાં પ્રધાનપણેછે.

અંતે આ પુસ્તક દ્વારા મ્હારા મનમાં ધારેલા શુભ મનોરથ પ્રભુ પાર પાડો! અને જનસમાજ મ્હારી આ આકૃતિને પણ અન્ય કૃતિઓની માફક હર્ષથી વધાવીલો! એવીકાંઇકસ્વાર્થભરેલીઆંખોએ અનેઆશાએવીરમુંછું.

સંવત ૧૯૮૧ આષાડી પૂર્ણિમા-

ભવદીય સાહિત્ય-સેવક " પુષ્પ "
ગમનલાલ હીરાલાલ બદામી.
વાડીફળીઆ પગથીઆશેરી સુરત.



ॐ

શ્રી

# સમર્પણ.

પરમ પ્રિય સ્નેહીઃ—

**ભાઇ ચીમનલાલ રેવાશંકર જ્યોતિષી.**

અખિલ જીવનપર્યંત તમારા પ્રેમભીના હૈયામા આ "પુષ્પ" ની
સ્મરણ-પરિમલ અવિરામ પ્રસરતીજ રહે ' તથા
પગલે પગલે ગુર્જર ગીરાની સેવા ભાવનામા
પ્રોત્સાહન પ્રેરતીજ રહે ' એ ' એક
માત્ર આશાથી ' આ અલ્પ-
સ્વલ્પ શારદા—સેવા ..નામે

"ગુલાબનું ફૂલ."

સાનંદ ધરૂ છુ, આપના બન્ધુત્વ તરીકેના પ્રેમને ચરણે '
હૃદયાંકિત રાખજો ! આ સ્નેહીના સ્મરણચિહ્નની
સુવાસ, સદૈવ !

સમર્પનારઃ પ્રેમભીનો " પુષ્પ. "

ॐ

# સરોવરની સુન્દરી

વા

"ગુલાબનું ફૂલ."

## પુષ્પઃ—૧ લું.

"સરોવરની સુન્દરી."

અમીરી છે અભિમાની...ગરીબી નમ્રતાવાળી,
અમીરીના ઉમંગોથી...ગરીબીની મઝા' ન્યારી.
અમીરીમાં નથી ઇશ્વર...ગરીબીમાં ગરુડધારી,
સુજનાસંતો તણા શબ્દો... "ગરીબાઇજ ગુણકારી."

"કહે! કહે! ઓ નરાધમ અમીર! કે ગરીબી એ શું ગુન્હો છે?"
"અલબત્ત! એ તો આરસીની માફક ચોકખું છે."
"શું?"

"એજ! કે અમીરી એટલે ઇશ્વરી બક્ષીશ! ગરીબી એટલે ગુલામી."

અમીરો શેઠ છે! જ્યારે ગરીબો તે ગુલામો છે,
જગતના ઇશ્વરી હકમાં અમીરોનાજ નામો છે.
અમીરી એટલે બીજી સમજવી ઇશ્વરી સત્તા,
પ્રભુને ઘેર પણ પૂછો ગરીબના ભાવ છે સસ્તા.

અરે ! એટલુંજ નહિ ! પરન્તુ...

અમીરો ઇશની આંખો...ગરીબો પાવડી પગની,
અમીરી રત્ન–રેખા તો ગરીબી ધૂળ છે જગની.
જુઓ ઉત્કૃષ્ટ જે જે છે...અમીરોનેજ તાબે તે,
અમીરોને મળે આસન...ગરીબો ચર્ણ દાબે છે."

"બનેજ નહિ ! હા ! કદાચ આ જગત્માં અમીર અને ગરીબમાં એક સરખો આત્મા ન લેખાતો હોય, એ બને ! પરન્તુ પરમાત્માને ત્યાં તો તમામ આત્માને એકજ આસન છે.

શ્રીમાન દીન સમાન છે, અવનીશની એ આંખમાં,
રક્ષણ મળે છે બેઉને...સરખુંજ એ'ની પાંખમાં.
પરમેશ એ ! કંઇ પક્ષ પૈસાદારનો કરતો નથી,
કંગાલને ત્યમ એ કદિ અન્યાય પણ કરતો નથી.
એકજ પ્રભુના બાળ સૌ સરખાં જનમ અવસાન છે,
માબાપની આંખે બધાં સંતાન એક સમાન છે.
રાજા અગર તો રંક એ પ્રારબ્ધના નીશાન છે,
તમ અંતરે સત્તા અને લક્ષ્મી તણું અભિમાન છે.

અને આ'વા નિર્લજ શબ્દો પણ એજ અભિમાન બોલાવે છે–પણ યાદ રાખજો કેઃ—

મલકાવ છો જે જોઇને સત્તા સદાની તે નથી,
છલકાવ છો જે જોઇને લક્ષ્મી સદાની તે નથી.
શ્રીમંત ને શ્રીહીન તમારી આંખમાં બે ભિન્ન છે.
અંધા (જે) અમીરીમાં બનો (છો) પડતી દશાના ચિહ્ન છે."

" છટ્ છટ્ ! ગરીબ અને તવંગર ! અધધધધ ! કેટલું બધું અંતર? કયાં આકાશ ? અને કયાં અવની ? કયાં મહાસાગર અને કયાં એક ખાબોચીઉં!

શરીફો ને શ્રીમંતો સૌ સદા શોખીન સરજાયાં.
અમોને ખેલવા અહીંઆં તમારાં પૂતળાં આલ્યાં.
ફૂટે તૂટે નહી પરવા રમકડાં સૌ અમારાં છે,
અમીરો ચંદ્ર આકાશે ગરીબો સૂક્ષ્મ તારા છે. "

" કોણે કહ્યું ? "

" દુનિયાએ ! "

" શું દુનિયા એટલે દેવ–વાકય ? ના, ના. દુનિયા તો કાલ ઉઠીને ધૂળનાં ઢેફાંને સોનાની ઇંટ કહી આપશે. બોલો ! તમે એ લેશો ? માનશો ? જે વાત અંતરાત્માને ન રૂચે ! આપણે ગળે ન ઉતરે ! તેને બેધડક ઠોકરે મારો !

કોઇ કરે એ જોઇ કરવું (એમ) આપણે એ ભૂલ છે,
કોઇ કહે ! એ સર્વ સાચું માનવું એ ભૂલ છે.
દુનિયા કહે એના ઉપર પ્હેલો વિચાર તમે કરો,
બહુ સાચવી સંભાળીને સંસારમાં પગલું ભરો.

મ્હોટાં કહે એ બધુંજ સાચું માની લેવું ! એ ન્યાયની દષ્ટિએ યોગ્ય નથી. આપણા મગજમાં જે વાત ન પ્રવેશે ! એને છોડી દયો. "

" શા માટે ? "

" ન્યાયને ખાતર ! "

" તો શું આ અન્યાય છે ? "

" ચોકખો ! ચાંદી જેવો ! એક નહિ પણ એકસો વાર અન્યાય છે. પરાઇ વસ્તુ મેળવવામાં જુલ્મ કરવો એ અન્યાય નહિ તો બીજું શું ? એ'ને ન્યાય કોણ કહે ? "

" હું કહું છું, અમે અમીરો કહીએ છીએ.
ન્યાય કે અન્યાય તે જોવું અમારી મુન્સફી,
ખોટા ખરાની તૂલના કરવાની તે તમને નથી.
મુખ બ્હાર પડતાં બોલ! બસ! સત્વર તમારે ઝીલવાં,"
"ધંધો અમીરોનો બીજો શું ? ગરીબોને પીલવાં."

છેવટની લીટી જોશભેર ઉચ્ચારતી શાન્ત ત્યાં આવી પ્હોંચી. આ સમયનો લાભ લઇ ગરીબ બિચારો "સુમન્તા" ત્યાંથી ન્હાસવા ગયો. પરંતુ "ઉભો રહે ! કયાં જઈશ ?" કહી અમીર તેને પકડવા એક ડગલું આગળ વધ્યો. સુમન્ત શાન્તાની ઓથે થરૂથરૂ કંપતો લપાયો.

"સબૂર કરો ! એક ગરીબના લોહીથી તમારા હાથ ભીના કરતાં પ્હેલાં પૂરતો વિચાર કરો." શાન્તા આવેશ પૂર્વક બોલી."સુમન્ત ! જા ! નિર્ભય રીતે ચાલતો થા. શાન્તા છે, ત્યાં સુધી ત્હારો વાંકો વાળ કરનાર કોઈ નથી."

સુમન્ત ડરતો ડરતો અને પાછું જોતો ગયો. અમીર એને જતો જોઇજ રહ્યો.

આ મણીપૂર નગરમાં બળવાન સેનાપતિ સરદારસિંહનીજ સર્વત્ર વીર–હાક વાગતી હતી. લોકો તેને "અમીર" ના માનવંત નામે બોલાવતા. તેની પાસે કેવળ સત્તાજ નહિ, પણ લક્ષ્મી પણ પુષ્કળ હતી. ધન અને સત્તાના મદમાં આંધળો થયેલો આ અમીર ગરીબોની ગરદન ઉપર છૂરી ફેરવવામાં અને નિર્દોષ અબળાઓ તથા કુમારિકાઓ ઉપર અત્યાચાર કરવામાંજ પોતાની શરીરતાનું સાર્થક માનતો. આજ કેટલાક દિવસ થયા અમીર એક અદ્દભુત "સરોવરની સુન્દરી" ને

હાથ કરવામાં ફાવ્યો હતો. જેના વિષયમાં તેનો જુનો ગરીબ નોકર સુમન્ત પોતાના શેઠને બે બોલ કહેવા આવ્યો હતો. અમીરનો પત્તો ગરીબ સુમન્તના સદ્બોધે ઉકળ્યો. તેણે સુમતન્તને લાતો અને તમાચાના શિરપાવથી નવાજ્યો.

આ અમીરી તથા ગરીબીની તકરાર આગળ વધે તે પ્હેલાં અમીરને પાને પડેલું સદ્ગુણી રમણી રત્ન શાન્તા ત્યાં આવી પ્હોંચ્યું. યમ–દ્વાર રવાના થવાની તૈયારીમાં એવા વયોવૃદ્ધ સુમન્તને તેણે નિર્દય પતિના પંઝામાંથી બચાવી લીધો.

" શાન્તા ! તને શું હરઘડી આજ શોભે છે કે ! " અમીરે ક્રોધપૂર્વક કહ્યું.

" મ્હને એકલીને નહિ, પરન્તુ પ્રત્યેક સહૃદય જીવાત્માને આવાંજ કાર્ય કરવાં શોભે છે. પ્રભુ ! લક્ષ્મી અને યુવાની સ્થિર નથી. મ્હારૂં માનો તો આ અભિમાન અને નિર્દયતા મૂકી દયો મ્હારૂ અને તમારૂં બંનેનું શ્રેય ચાહતા હો, તો પેલી સરોવરની સુન્દરીને છોડી દયો.

અમીરી ને યુવાની બે જુઓ આજે નવી કાલે,
તમે કે હું નથી જ્ઞાતા વિધિએ શું લખ્યું ભાલે ?
અમીરી ને યુવાનીમાં અનીતિ ને અનાચારી,
ગરીબી ગુંણભંડારી અહા ! ગોવિન્દને પ્યારી.

તમને એ કયાંથી ખબર પડે ? કે:—

મનોહર રાજ્યમ્હેલોથી મઝા' સાચી મઢૂલીની,
ઘડી બેની અમીરીથી વધુ કિંમત ગરીબીની.
ન્હના થાવું, છતાં હસવું જગતમાં એ ફકીરી છે,
રહ્યાં સંતોષ ! સાદાઈ ! ગરીબીમાં અમીરી છે.

અને તેથીજ મહાત્મા પુરૂષો પણ મહુલીઓમાં પોતાનું જીવન ગાળી લખી ગયા છે કેઃ–

ગરીબી પ્રાણ પ્યારી ને અમીરી હા ! અકારી છે,
મહારાજાધિરાજાથી ખરો સુખી ભિખારી છે.

માટે સમજો ! અને સ્વાર્થને ખાતર એક સદ્દગુણી બાળાને દુઃખ દેતા સ્થંભો. મિત્રને વચન દીધું છે ! તો હવે નિભાવો વિશ્વાસઘાતનું મહાન પાપ માથે ન ઉઠાવો.

નિર્મળ નજર ને કૃત્યથી કિરતાર એ રાજી થશે,
અપકૃત્યથી ઉલ્ટી તમારી આબરૂ લાજી જશે.
આ ઘોર અત્યાચારથી કેશવ ! ભયંકર કોપશે.''

"પરવા નથી! ત્હારો પતિ આ! મ્હોતને પણ રોકાશે.'

સરદારસિંહનો બુલંદ પહાડી અવાજ આખા દિવાનખાનાને કંપાવી રહ્યો. તે બોલ્યો, " શાન્તા ! ત્હેં તમામ બીના સંતાઈને સાંભળી લાગે છે ?"

" હા !"

"તો મ્હને મ્હારા એ કાર્યમાં મદદ કર ! પત્નીની ફરજ છે કે પતિને યથાયોગ્ય સહાય કરવી."

" પરન્તુ શામાં ?"

" તેના કાર્યમાં. "

" સારા નઠારા બેઉમાં ?"

"તે જોનાર હું છું. શાન્તા ! શાન્તા ! હમણાં હમણાં તું મ્હારા પ્રત્યેક કાર્યની છૂપી બાતમી મેળવી આડે આવે છે."

"અને તમે પણ હમણા હમણા શાન્તાથી એ બધું છૂપાવતાં શીખ્યા છો. "

"બેશક! કેટલાંક કાર્યો કોમળ હૃદયની કાન્તાઓને કાને નાખવા જેવાં નથી હોતાં. એથી ઉંધુ કેટલીક વાર એવું પણ બને છે, કે કેટલાક કાર્યોમાં સ્ત્રીની સંમતિ અને સહાયની આવશ્યકતા પ્હેલી હોય છે. શાન્તા! જો ત્હારે આ ત્હારા સત્તાધારી સ્વામીના પ્રિય–પાત્ર થવું હોય, તો મ્હને સહાય કરવી. મ્હારા કાર્યમાં વચ્ચે માથુ મારવાનું છોડી દેવું."

" તે તો કદાપી નહિ બને ! નિર્દોષ બાળાઓ ઉપર વિના વાંકે અત્યાચાર અને સીતમ વર્ષાવતાં હું આપને કદી પણ જોઇ શકનાર નથી. આપનાં એ નીચ અવકૃત્યોમાં કદાપી ભાગ લઈ શકનાર નથી."

" તો ? "

"બચાવ! બનતી મદદ! નિર્દોષોનો પ્રાણના જોખમે પણ ઉદ્ધાર!"

" શું આજ ત્હારો અંતિમ ઠરાવ ?"

" સોગન પૂર્વક ! "

" યાદ રાખ! પરિણામમાં અંતે પસ્તાઈશ."

" શા માટે ! મ્હે એવું શું પાપ કર્યું છે ? કે મ્હને પસ્તાવું પડે ?

આપે કીધાં છે પાપ ! પસ્તાવું રહ્યું પણ આપને,
આપે રડાવ્યાં કંઈકને રડવું રહ્યું પણ આપને.
એ ધર્મના દરબારમાં અંતે તમારો ન્યાય છે,
હરખાય છે જ્યાં, પૂણ્યશાળી ! પાપીઓ પસ્તાય છે.
જે જે કરે, તે તે ભરે, અવિચળ નિયમ એ ઇશનો.
ધર્મિ હસે ! પાપી રડે ! એ ન્યાય શ્રી જગદીશનો.

સજ્જન જીતે ! બાજી હરામી હારતાં દેખાય છે,
ઈન્સાફ સાચો ધર્મના પલ્લા તણો લેખાય છે. ”
“ ભલે ! ભલે ! આ દુનિયા એટલે શું ?
સારાં નઠારાં બેઉનો જે સ્થાનમાં સંગાથ છે.
જ્યાં એક બાજુ પૂણ્ય તો બીજી તરફ બસ પાપ છે:
જ્યાં ચોર તેમજ શાહનો એકજ રીતે ઈન્સાફ છે,
છે હર્ષનું તો નામ ! બાકી શોક ને સંતાપ છે.

પૂણ્યાત્માઓની ઝાંખી જ્યારે જવલ્લેજ થાય છે. ત્યારે પાપાત્માઓની સંખ્યા દિન પર દિન વધતી જાય છે.

શુ રહ્યું છે આ જગતમાં...ધૂળ, ઢેફાં કાંકરા,
ખેતર બગીચાની જગ્યાએ જંગલો ને ઝાંખરા.
કુદરત તણી લીલા અનુપમ ભાસતી કરમાયલી,
જે વીરતાની જ્યોત તે દેખાય છે શરમાયલી.

તે ઉપરાંત........

નહિ વીર કે વીરાંગના, નામર્દ નર ને નાર છે,
નીતિ નથી સઘળે અનીતિના જુઓ પોબાર છે.
આજે જગતમાં વાપરે તેનીજ બસ તરવાર છે,
ભીતર ભયંકર ઉપરે રમણીય આ સંસાર છે.

દુનિયા ! એટલે દયા, ન્યાય અને નીતિનોજ ભંડાર નહિ ! ધર્મિ અને પૂણ્યશાળીનુંજ ધામ નહિ ? પરન્તુ અનીતિ અને અધર્મનો પણ સંસર્ગ ખરો ! પાપી અને બદમાશનો પણ ઠામ ખરો !

નીતિ અનીતિ બેઉ છે ! જે સ્થાન તે દુનિયા.
પાપી અપાપી એકઠાં જ્યાં થાય ! તે દુનિયા.

ધર્મી—કુકર્મી બેઉ છે જે સ્થાન તે દુનિયા,
જીવન—મરણના ખેલ છે જ્યાં—તે જગ્યા દુનિયા.
તો પછી દુનિમા વિષે દેખાય કે એ વર્ગ છે,
દાનવ તથા દેવો વસે! એ દુનિયા શું સ્વર્ગ છે?

કદાપી નહિ. તો પછી મ્હારી ઇચ્છામાં આવે તે પંથ પકડવા હું છૂટો છું, આખી આલમ થોડીજ ધર્મી છે? હું એકલો તો અધર્મી નથીને? દુનિયા—દેવ—ભૂમિ નથી, એ તો ચોક્કસ."

પરન્તુ જો આપણે ધારીએ તો એનેજ દેવભૂમિ કરી શકીએ છીએ.

હમણા નથી પણ એક વેળા દેવ—ભૂમિ એ હતી,
અફસોસ! આજે પૂર્વના નન્દનવનો કયાંએ નથી.
પણ યત્નથી ઇશ્વર કૃપાએ દૈત્ય દેવો થાય છે,
જો ધારીએ તો આત્મા પરમાત્મે પલટાય છે.

થવું ન થવું એ પ્રત્યેક મનુષ્યના પ્રયત્ન અને પૂર્વ—કર્મ ઉપર રહેલું છે. બાકી.

પંચ વરસે ધ્રુવકુમારે શ્રીહરિ જીત્યા હતા,
પ્રહ્લાદભક્તે બાળવયમાં કૃષ્ણને દીઠા હતા.
ભડ ભિષ્મ ને સાવિત્રીએ યમ—દૂતને રોકયા હતા,
શુકદેવજીએ વેદમંત્રો પેટમાં ગોખ્યા હતા.

અરે! એ ત્રેતા, દ્વાપર અને સત્યુગની વાતો તથા દષ્ટાંતો આધે મુકીએ, તો પણ શું?

કે'વાં મયૂરાસન! જુમા મસ્જીદ, તાજમહાલ છે?
ગીરનાર, આબુ દેલવાડાના દેહરાં—વાવ છે?

ઉંચો ગગનમાં ભવ્ય એ કેવો કુતુબ મિનાર છે ?
કાકુ તણી ક્યાં કાંસકી ?–રાણા તણા હથીઆર છે ?

માટે પ્રાણેશ ! દુનિયાને દેવ યા દાનવ–ભૂમિ બનાવવી એ આપણાજ હાથમાં છે. આપણે ઈચ્છીએ અને તે માટે પૂરતોપ રિશ્રમ લઈએ તો હું નથી ધારતી કે એનેજ નન્દનભૂમિ ન બનાવી શકાય !"

"કેવળ તમારા અંતરમાં ! એકલાંને માટે ! તમામને માટે નહિ !"

"ઠીક છે, તો હું પણ આપને કહું છું, કે પ્રભો ! એને એક વખત દેવ–ભૂમિ કરી બતાવવાની મ્હારી ઈચ્છાને પાર પાડો ! સામર્થ્ય બક્ષો !"

"એમ ?"

"હા ! એજ નિશ્ચય"

"અને તે મ્હારી સ્હામે ?"

"અંતરાત્મા ફરજ પાડે છે."

"શાન્તા ! પતિની ઈચ્છા વિરૂદ્ધ પગલું ભરવું, એ શું એક સતીનો ધર્મ છે ?"

"નહિજ ! છતાં...પતિના અધમ કાર્યમાં ઉત્તેજન આપવું એ પણ સન્નારીનું કર્મ નથી.

પાપી પતિને પાપ કરતો પત્નીએ અટકાવવો,
ને તેમ કરતાં પ્રાણ (પણ) પાથરવો પડે તો આપવો,
આજ્ઞા પતિની પાળવી સન્નારનું એ કર્મ છે,
સારી સલાહ દેવી સદા એ પણ સતીનો ધર્મ છે."

"ત્હારા એ ધર્મને ઉંચે મુક ! હું જે કંઈ કરૂં છું, તે હું સમજું છું. ત્હારી સલાહની મ્હને જરૂર નથી."

" તે છતાં પણ હું તો મ્હારી ફરજ બજાવીજ જઇશ."

" મ્હારી ઇચ્છા વિરૂદ્ધ ?"

" ધર્મ બજાવવામાં કોઇ ને કોઇની ઇચ્છા અનિચ્છા જોવાની રહેતીજ નથી."

" કેમ ન રહે ? એ જોતાં હું શીખવીશ."

" નકામી આશા. એ કોઇ કોઇને શીખવી શકાતીજ નથી. આપેજ શિખાય છે."

" શાન્તા ! એટલે તું શું કહેવા અને કરવા ચ્હાય છે ?"

" આંખો ખોલો ! એ કહેવા. ધર્મને યાદ કરી સુધરો ! એ કરવા."

" હું ધારૂં છું કે આ શબ્દો તને ત્હારૂં મ્હોત બોલાવે છે."

" નહિ ! પરન્તુ મ્હારા હૃદયમાં રહેલો પવિત્ર પરમાત્મા બોલાવે છે."

" તો લાવ ! ત્હારા એ પતિ–વિરૂદ્ધ પ્રેરનાર અંતરાત્માની ભૂલ સુધારી નાખું."

અમીરે શાન્તાના જમણા હાથનું કાંડુ મજબુત રીતે પકડયું. પોતાની દ્રષ્ટિએ બેવફા થનાર શાન્તાના હૃદયમાં ઘોંચવા તેણે એક તિક્ષ્ણ ખંજર ઉગામ્યું. શાન્તા જમીન ઉપર પડેલી હતી. તેનો એક હાથ તેના રાક્ષસી પતિના હાથમાં હતો. એવામાં શાન્તાના માથા ઉપરથી લુગડાનો છેડો ઉડી ગયો. ખૂન કરવા તૈયાર થએલા પતિની નજર તેની ઉપર પડી. તેના હાથ માંહે પકડેલું ઝેરી ખંજર એકાએક સરી નીચે પડી ગયું. શાન્તાનો હાથ તેના હાથમાંથી છૂટી ગયો. તે એકદમ ઉભો થઇ ગયો શાન્તા પણ વ્હેલી વ્હેલી માથાના ભાગ ઉપર ઓઢી ઉભી થઇ ગઇ.

અમીરને એકાએક ચકીત કરી સ્તંભિત બનાવનાર શાન્તાનો અંબોડા હતો. જે અંબોડા ઉપર બાંધેલા પુષ્પ-ગજરામાં એક સુશોભિત ફુલ ગુંથેલું હતું.

" તું શાન્તા ? દુશ્મનની મદદગાર ? " અમીર ગર્જી ઉઠયો.

બીજીજ પળે તે ગુલાબનું ફુલ કે જે મેળવવા માટે તે પોતે , અને બીજી કેટલીયે વ્યક્તિઓ લાંબા વખતથી જીવલેણ સાહસો, અને જોખમ ભરેલા પ્રયત્નો કરી રહી હતી, તે લેવાને તે શાન્તા તરફ ધસ્યો.

" એ ફુલ મ્હને આપી દે ! શાન્તા ! "

શાન્તાએ સમય વિચારી લીલો. પતિ પોતાને પુનઃ પકડી, એ અલૌકિક "પુષ્પ" હસ્તગત કરે, તે પ્હેલાં તો તેણે તેને માથાના અંબોડામાંથી છોડી લીધું. ભયથી બેબાકળી નજર આમતેમ ઓરડાની ચારે બાજુ એક પલકારામાં નાખી દીધી. દ્વારમાં એક વ્યક્તિ ઉભેલી છે. એમ તેણે જોયું. તુર્તજ ફુલ તેના ઉપર ફેંકયું.

અમીરે એ જોઇ લીધું, શાન્તાને ત્યાંજ પડતી મુકી એ ફુલ લેવા તે દ્વાર સમીપ દોડયો. ત્યાં તો પેલી વ્યક્તિ ફુલ ઉપાડી અદ્રશ્ય થઇ ગઇ. અમીરે તેની પૂંઠ પકડી. કારણ ? ફુલ લઇ જનાર વ્યક્તિને તેણે જોઇ લીધી હતી. તે તેને ઓળખતો હતો.

એ વ્યક્તિ તે અન્ય કોઇ નહિ, પરન્તુ બહાદુર બહારવટીઆની એકની એક પુત્રી, અને આપણી વાર્તાની નાયિકા એજ સરોવરની સુન્દરી સરયુ !

# પુષ્પઃ-૨ જું



## " સ્નેહીને ભરોસે. "



ગુલાબસિંહ એક બહાદૂર બ્હારવટીઓ હતો. બહારવટીઓ હોવા છતાં તે બહૂજ ભલો પરોપકારી અને ચારત્ર્યવાન માણસ હતો. નિર્દોષોના ગળા રેંસી તવંગર બનેલા ધનવાનોનેજ તે સ્હામી છાતીએ લૂંટતો. પોતાના જીવન નિર્વાહ જેટલુંજ પાશે રાખી અવશેષ નિરાધાર અનાથ અને ગરીબોનાં દુઃખ ફેડવામાં વાપરતો.

ગુલાબસિંહ એક વીર જાગીરદારનોપુત્ર હતો, શૂરીરજપુતાણીનું ધ તે ધાવ્યો હતો. વીસ વરસની તરૂણ અવસ્થામાં દૈવયોગે કુટુંબ પરિવારથી સર્વથા વિહીન થઇગયેલા ગુલાબનેઅંતે આ બ્હારવટીઆનો ધંધો કરવો પડયો હતો. લૂટારૂ છતાં સર્વત્ર તેની વીર હાક વાગતી હતી. ગરીબો તેને દેવ જેવો ગણી પૂજતા, જ્યારે ધનવાનો તેને પોતાના મોટા શત્રુ તરીકે માનતા.

રાત્રિનો સમય હતો. ગુલાબસિંહ એક નિર્જન અરણ્યમાંથી પસાર થતો હતો. એકાએક તેના કાનમાં કોઇનો રૂદન-ધ્વનિ પડયો. તેનું દયાળુ અંતઃકરણ તરતજ દ્રવીભૂત થયું. અવાજ એક યોગીની

ઝુંપડીમાંથી આવતો હતો. સત્વર પગ ઉપાડી ગુલાબસિંહ ત્યાં જઇ પહોંચ્યો.

યોગી મહાત્માની એ પવિત્ર કૂટીરમાં દીવાનું નામ સરખું ન્હોતું. અજવાળીઆની રાત હોવાથી ચંદ્રમાના જે કંઇ કીરણો પડતાં હતાં, એજ. ન્હાની શી એ ઝુંપડીના એક વ્યાઘ્રચર્મ ઉપર એક પરોપકારી મહાત્મા અત્યારે પોતાનો છેલ્લો શ્વાસ લઇ રહ્યા હતા. તેની પાસે એક પંદર વર્ષની કન્યકા બેઠી બેઠી હૃદયભેદક કલ્પાંત કરી રહી હતી.

ગુલાબસિંહ એ જગત કલ્યાણકારી મહા પુરૂષને ચરણે પડયો. યોગીની આંખો ખુલી. તે મંદ સ્વરે બોલ્યા...

"ભાઇ ? ત્હારૂં નામ ?"

"પ્રભુ ! આપ આ બાળકને ઓળખો છો. જીવનદાતા ! હું ગુલાબસિંહ બહારવટીઓ."

"કોણ ? પરોપકારી ગુલાબ ?,'

"પ્રભુ ! એજ આપનો દાસ !" ગુલાબ સજળ નયને બોલ્યો.

"ગુલાબ ! ત્હને બચાવ્યા પછી પાછો આજે પહેલવહેલોજ તું મ્હને મળ્યો. મ્હેં તારે માટે બહુ બહુ સાંભળ્યું છે. એક બહારવટીઓ હોવા છતાં તું ત્હારૂં જીવન પવિત્રતાથી ગાળે છે ! મ્હારા સદ્બોધોનું પાલન કરે છે. શું આ સર્વ સત્ય છે ?"

"સર્વથા !"

"તો આવ ! ગુલાબ ! મ્હેં એક વાર ત્હારા ભવિષ્યનું જે કથન ઉચ્ચાર્યું હતું, તે સમય હવે નજીદીક આવતો જાય છે, ગુલાબ ! પરમાત્માની એવી ઇચ્છા છે કે ત્હારે હવે ત્હારી ભવિષ્યની જીવન-સખી શોધી લેવી."

અહીં યોગી અટક્યા. શિર ઝુકાવી એક ચિત્તે સાંભળતો ગુલાબ કશું ન બોલ્યો. સાધુએ આગળ ચલાવ્યું. "વત્સ! ઈશ્વરના સોગન લઈ પ્રતિજ્ઞા કર, કે મ્હારી સોંપેલ અનામત વસ્તુને તું ત્હારા જીવ કરતાંયે અધિક જતનથી જાળવીશ."

"ઈશ્વરના સોગન!" ગુલાબે સોગન ખાધા.

યોગી બેઠા થયા. લજ્જાવતી અને રડતી યુવાન બાલાનો હાથ ગુલાબના હાથમાં મૂક્યો. બોલ્યા. "સરોજ! બેટા! આજ ત્હારૂં જીવન સર્વસ્વ! હવેથી એનીજ આજ્ઞા ઉઠાવજે. આર્યરમણીઓને મન "પતિ એજ પ્રભુ!" અને ગુલાબ! તું પણ ત્હારા વચન તથા સોગનને યાદ રાખી આ મ્હારી અનાથ પાલક પુત્રીને પ્રેમથી ચાહી સુખી કરજે. અરણ્યમાં એકલી પડેલી એ અનાથ બાળાને મ્હેંજ ઉછેરી મ્હોટી કરી છે. મ્હને ત્હારી ઉપર શ્રદ્ધા છે."

"પ્રભુ! આપ બેફિકર રહો! તમારી પ્રત્યેક આજ્ઞા મ્હારે શિરોધાર્ય છે."

"સાંભળ!" યોગી આગળ વધ્યા. "આ ઝુંપડાની ઉત્તર દિશાએ થોડે છેટે એક અર્ધ ઉપરાંત દટાઈ ગએલું જીર્ણ દેવાલય છે. અસલ એમાં શંકરની મૂર્તિ હતી, આજ એ નથી. પરન્તુ ત્યાં હજુ પોડીઆનું આસન છે. તેને તું ખસેડશે એટલે ખસી જશે. એ ખસતાંજ ત્હને અંદર ઉતરવાનાં સુન્દર પગથીઆં દેખાશે. આજથી ઘણાં વર્ષ ઉપર અહીં એક શાપિત યક્ષ પોતાની કન્યા સાથે રહેતો હતો. તેઓની ત્યાં પુષ્પવાટિકા છે. વાટિકાના મધ્યભાગે એક નિર્મળજળથી ભરપૂર સરોવર આવેલું છે. યક્ષ-કન્યાનું કૌમાર્ય-અવસ્થાયાંજ મૃત્યુ થવાને લીધે, યક્ષે

પોતાની પુત્રીને પ્રિયા એવા એ સરોવરની વચ્ચોવચ્ચ તેની એક આરસ પ્હાણની પુતળી ઉભી કરેલી છે. તેના જમણા હાથમાં અલૌકિક એવો ગુલાબનો છોડ છે. જેની ઉપર પ્રતિદિન પ્રભાતે એક સુન્દર ફૂલ ઉગે છે.

એક ફૂલ તોડતાં તુર્તજ તેવાંજ બીજા ફૂલનું ફૂટી નીકળવું, એ એની ચમત્કૃતિ છે. સરોવરનુ નામ સ્નેહ-સરોવર છે. જ્યારે એ ગુપ્ત જગ્યાને લોકો યક્ષ—ભુવનને નામે ઓળખે છે.ત્હારૂં છૂપું જીવન ગુજારવાં ત્હને એ ઠીક થઇ પડશે. સરોજને લઇ તું એમાંજ જઇ રહે. પરન્તુ તે પ્હેલાં એક વાત ખાસ યાદ રાખ ! પવિત્ર રમણી-હૃદયોના કોમળ કરોજ એ ફૂલ તોડી શકે છે. પુરુષના કઠણ હાથો એને નથી સ્પર્શી શકતાં. અને જો ભૂલે ચૂકે સ્પર્શશે, તો પરિણામમાં પ્રાણ લાગશે. ''

"પ્રભો ! એ'નું શું કારણ ?"

"એજ કે ! એ યક્ષ-કન્યા કૌમાર્ય અવસ્થામાં ગત પ્રાણ થઇ હતી. જેની કરીને કોઇ પણ પુરૂષનો કર એને સ્પર્શી અપવિત્ર ન કરી શકે."

આ પછી જગતકલ્યાણકારી યોગીનું અવસાન થયું તેમની અંતિમક્રિયા આંસુ ભરી આંખે કરી ગુલાબસિંહ સરોજને લઇ એ "યક્ષ-ભુવન"માં જઇ રહ્યો.

ઉપરોક્ત પ્રસંગને આજે પંદર વર્ષનો કાળ વિતી ગયો છે. સરોજ અને ગુલાબ ઉભય દંપતિ એક સદ્‌ગુણી કન્યારત્નનું મુખ જોવા ભાગ્યશાળી થયા છે અને તેનુંજ નામ " સરયુ અથવા સરોવરની સુન્દરી."

પરન્તુ સુખના સૂર્યોદયની પાછળ સદાય દુઃખનો ચંદ્રોદય ઢંકાયલોજ હોય છે. તેર વર્ષની **સરયુ**ને છોડી **સરોજે** આ સંસારમાંથી વિદાય લીધી, જે વેળા **ગુલાબસિંહ**ને દિલાસો દેનાર બેજ પ્રિય જીવો હતા. એક **સરયુ** ! બીજો વફાદાર સેવક " **વીરો** !"

માતાની માફક **સરયુ**ને પણ પેલું દૈવી પુષ્પ પ્રતિદિન સ્નાન કર્યા પછી તોડી પોતાને નજરે ગુંથવું ગમતું, **સરોજ**ને બદલે હવે તેજ એ ગુલાબના ફૂલનો ઉપયોગ કરતી. **સરયુ**ની અગીયાર વર્ષની વયે ગુલાબસિંહને એક વફાદાર સેવક મળી આવ્યો હતો, અને તેનું નામ "**વીરો**" હતું.

બ્હારવટીઆ **ગુલાબસિંહ**નું હૃદય પોતાની જીવનસખીના વિયોગે ભાંગી ગયું. સરયુને તે પ્રાણસરસી ચ્હાવા લાગ્યો. આ વખતે **ગુલાબસિંહ** છત્રીસ વર્ષની ભર ઉમરમાં હતો. તેના શરીરનો બાંધો **સશક્ત** હતો, પોતાની પત્નીના મર્ણનો હૃદયાઘાત લાગ્યાને આજ એક માસ થયો હતો.

એવામાં તેને **રાજપુત** જવાનું થયું. રાજપુરમાં એક શેઠ નામે " **લક્ષ્મીચંદ** "ગરીબોને ત્રાહી ત્રાહી પોકરાવી ખૂબ માલદાર થયો હતો, એ વાતનો ઇશારો **વીરાએ** તેને કર્યો. **વીરાનો** ઉદ્દેશ આ'માં કેવળ એટલોજ હતો કે, " ગુલાબસિંહ ઘરબ્હાર નીકળી આવા કાર્યમાં દોરાશે, તો પત્નીનો શોક કરવો ભૂલી સૂકાતો બચશે.'

**ગુલાબસિંહને** " ગરીબો ઉપર જુલ્મ " " જુઠું બોલવું" એ બે વાત ઉપર બહુજ તિરસ્કાર અને ક્રોધ હતો. ગરીબોની હાય લઇ હાહાકાર વર્તાવનાર **લક્ષ્મીચંદ**ને ધૂળભેગો કરવા તેણે નિશ્ચય કર્યો. રાતોરાત જવાનો પોતાનો નિશ્ચય તેણે **વીરાને** જણાવતાં

કહ્યું "વીરા ! તું આગળથી જઈ આપણા નિયમાનુસાર એ મદાંધ લક્ષ્મી લોભીને આપણા આવવાના સમાચાર ગુપ્ત રીતે નિવેદન કર. એટલામાં હું સરયુને કોઇ સુરક્ષિત સ્થળે મૂકી ત્હને આવી મળું છું."

વીરો ખુશ થયો. પોતાના માલિકના ફરમાનનું યથેચ્છ પાલન કરવા તે એક પણ પળ ન થોભતાં ઉપડયો.જ્યારે ગુલાબસિંહ "સરયુ" કોને ભરોસે ? અને કયાં મૂકી જવી ? એ વિચાર કરવામાં ગુંથાયો.

અંતે અત્યંત વિચાર કરતાં તેયે "શાન્તા" સાંભરી. એ શાન્તા કોણ? મણીપુરના અમીર સરદારસિંહની સન્નારી ! ત્યારે એ શાન્તા સાથે ગુલાબસિંહને શો સંબંધ ?

*    *    *    *

એ વખતે ગુલાબસિંહને એવી ખબર મળી કે મણીપુરમાં અમીર સરદારસિંહ ધનાઢય હોવા ઉપરાંત ગરીબોનો કટ્ટો શત્રુ છે. અને આ વાત સાંભળતાંજ ગુલાબસિંહનો ક્રોધ કાબુમાં ન રહ્યો. અમીરને એક વાર મોતનો હાથ બતાવી ગરીબ બનાવવાના નિશ્ચયે તે એક રાત્રે અમીરના ઘરમાં ઘૂસ્યો. પરન્તુ અમીરના લાંબા આયુષ્યે તેને બચાવી લીધો. કોઈ ખાસ કામને માટે અમીર પોતાના હાથ નીચેના સરદાર સુલતાનને ઘર સોંપી તે આ વખતે બહાર ગયો હતો. સુલતાનની દાનત પતિની અપ્રિય એવી શાન્તા ઉપર બગડી હતી. પરંતુ અમીરની હાજરીમાં તે તેને કંઇ કરી શકે એમ ન હતો. આજ લાંબે વખતે અમીરની ગેરહાજરીએ એ બદમાશનો લાગ ફાવ્યો. શયતાન સેવક પોતાના માલીકની પત્ની ઉપરજ બળાત્કાર કરવા તૈયાર થયો.

આ વખતે શાન્તા પોતાના શયનગૃહમાં ભરઉંઘમાં પડેલી હતી. તે બિચારી નિર્દોષ હૃદયની રમણીને સ્વપ્ને પણ ખબર ન હતી, કે બદમાશ સુલતાન તેના ઓરડામાં પ્રવેશી ચૂકયો હતો. સતેલી શાન્તાના શયનગૃહના દ્વાર ખુલ્લાં હતાં. " દૃષ્ટિ તેવી સૃષ્ટિ." એવી જગતમાં કહેવત છે. અર્થાત્ પવિત્ર હૃદયો ગમે તેવા પાપીઓને પણ પોતાના જેવાજ ધારી લે છે. એટલે પવિત્ર શાન્તાના હૃદયમાં કોઈ જાતની અપવિત્ર શંકાને સ્થાન ન્હોતું.

શાન્તાના સૌન્દર્યની સ્નિગ્ધ જ્યોતિએ કામાંધ સુલતાન ભાન ભૂલ્યો. શાન્તાના પલંગની પાસે તેણે એક પગલું આગળ ભર્યું. પલંગની પાસેજ એક ગોળ ટેબલ હતું. જેના ઉપર એક દીવો તથા પાણીનો લોટો હતો.

પાસે અને પાસે સરતાં સુલતાનને કોઇપણ જાતનું ધ્યાન ન રહ્યું, તેનો હાથ અચાનક પેલા લોટાને લાગી ગયો. લોટો ઢોળાઇ હેઠે પડયો. શાન્તા ઝબકી જાગી ઉઠી.

રાત્રિના વખતમાં પોતાના એકાન્ત સુવાના ઓરડામાં સુલતાનને જોઈ, તેની પાપી મુરાદ શાન્તા સમજી ગઈ. પ્હેલાં તો તે ગભરાઇ પરન્તુ બીજીજ પળે તેણે હિંમતપૂર્વક પ્રશ્ન કર્યો " કોણ સુલતાન ?"

" હા ! "

" અત્યારે રાત્રિને સમયે મ્હારી વગર રજાએ મ્હારા ઓરડામાં છુપાઇને આવવાનું સાહસ કરવાનું કાંઈ કારણ ? "

" કારણ બહુજ છુપું છે."

" સુલતાન ! યાદ રાખો કે ગમે તેવા પણ તમે એક સેવક છો, જ્યારે હું તમારા માલીકની મહેરદાર છું.'

" બંદા ! એ બધું જાણે છે ! બીબીસાહબા ! "

" તો પછી ચાલ્યા જાવ ! એવું કોઇ અગત્યનું કામ હોય તો સવારે આવજો."

" પરન્તુ કામ ખાસ ખાનગી અને અત્યારેજ કહેવા લાયક છે."

" તમારા માલીક આવે તેમને કે'જો. હું તમારૂં કામ સાંભળવા કે જાણવા નથી માંગતી."

" પરન્તુ મ્હાને માલીકનું નહિ પરન્તુ તમારૂંજ કામ છે."

" મ્હારૂં ! "

" જી હા ! "

" શું ! "

" ધીરી પડ ! મ્હારી ખૂબસુરત પરી !........."

" ચૂપ ! સુલતાન ! તું આ શબ્દો કો'ની આગળ ઉચ્ચારે છે ! "

" ત્હારી આગળ ! દીલબર ! માશુક ! જન્નતની હૂર ! માની લે કે હું ત્હારામાં દીવાનો થયો છું."

" નાપાક ! માલીકનું લૂણ હરામ કરે છે, દારૂ તો નથી પીધો"

" પિયા હૈ. મગર મહોબતકા દીલોજાન."

સુલતાન શાન્તાને ભેટવા ધસ્યો. બરાબર આજ વખતે અમીરનું ઘર લૂટવા શાન્તાની શયનગૃહની બારીમાંથી બ્હારવટીઓ ગુલાબસિંહ ધસી આવ્યો. શાન્તાની પવિત્રતા રક્ષાઇ. ગુલાબસિંહે અબળા ઉપર અત્યાચાર કરતા આ બદમાશ સુલતાનને એકજ હાથે

બારીમાંથી ઝાલી શયનગૃહના દ્વાર બ્હાર ફેંકી દીધો. સુલતાન જીવ લઇને નાઠો. ખરે! કામાંધને એકજ ઇંદ્રિયનું ભાન હોય છે. અને બહુધા એવા વિષયલંપટ માનવો બાયલા અને નામર્દજ હોય છે.

તે પછી શાન્તાને ગુલાબસિંહે પોતે શા ઉદ્દેશથી આવ્યો હતો, એ વાત કહી દીધી. શાન્તાએ ગુલાબસિંહને કહ્યું.

" બહાદુર ભાઇ! હું તો હવે તમારી ન્હાની બ્હેન થઇ. ન્હાની બ્હેનને તો ઉલટું તમારે આપવું જોઇએ, એને બદલે તમે એનાજ ઘરમાંથી લઇ જાવ, એ સારૂં કહેવાય કે?"

એક નરાધમ પાપાત્માના ઘરમાં આવું સુન્દર રમણી રત્ન જોઇ ગુલાબસિંહનો ક્રોધ શમી ગયો. તે આનન્દપૂર્વક શાન્તાનો હાથ પકડી બોલ્યો, "શાન્તા! મ્હારી ધર્મ ભગિની! ત્હેં મ્હને પહેલેજ પગથીએ જીતી લીધો છે. અને ત્હારા સંબંધ તથા સદ્‌વર્તનથી પ્રસન્ન થઇને હું આવ્યો હતો તેવોજ પાછો જાઉં છું. પરન્તુ એક વાર્તાનું મને વચન આપ."

" લ્યો વચન! બોલો શું ?"

" આ પ્રસંગ બન્યોજ નથી માની ભૂલી જજે. મ્હારા અહીં આવવાની વાત ત્હારા પતિને કાને ન નાખવી."

" જેવી તમારી ઇચ્છા."

"તે ઉપરાંત જો એ કામાંધ–માણુસ ફરી કોઇ વાર ત્હને કનડે તો આ ત્હારો ધર્મ-બંધુ બ્હારવટીઓ ગુલાબસિંહ ત્હારી પડખે તૈયાર છે."

" બહુ સારૂ ભાઇ. "

" બસ ! ત્યારે હવે રજા લઈશ."

" પછી આ બ્હેનને ક્યારે યાદ કરશો ? ',

" પ્રસંગ પડયે ! શાન્તા જરૂર પડયે જાતેજ આવી આજના ઉપકારનો બદલો માંગી લઈશ."

" ખુશીથી પધારજો ભાઇ."

બ્હારવટીઓ ગુલાબસિંહ ગયો. ગુલાબસિંહની નામરજી હોવાથી શાન્તાએ પણ આ વાત પતિથી ગુપ્ત રાખી. સુલતાન પણ એને લઇને ડરતો હતો, પરન્તુ વખત આવે પોતાના આ ભારે અપમાનનો બદલો લેવા તે વિચારી રહ્યો હતો. આ પ્રસંગને આજે લગભગ ૭ માસ જેટલો સમય વ્યતિત થઇ ગયો છે.

આજે એ ઉપકારનો બદલો વાળી લેવાની સુંદર તક આવી લાગી હતી. ગુલાબસિંહે નિર્ણય કરી નાંખ્યો. સરયુને લઇ તે શાન્તાના મકાને જવા નીકળ્યો. મધ્ય રાત્રિના સુમારે તે શાન્તાના દ્વાર આગળ આવી પ્હોંચ્યો. ગુલાબસિંહે દ્વાર ઠોકયાં. શાન્તા જાગી ઉઠી. મોડી રાત્રે દ્વાર ઠોકનાર કોણ હશે ? એ તર્કવિતર્ક કરતી તે નીચે આવી. દ્વાર ખોલ્યાં.

" કોણ ? "

" ગુલાબસિંહ."

" ભાઈ ! " શાન્તાના મુખમાંથી હર્ષમય શબ્દ નીકળ્યો.

" ચુપ ! " ગુલાબે નાકે આંગળી મૂકી મ્હોટેથી બોલતી શાન્તાને ચૂપ રહેવાની ઇશારત કરી. પોતે જે આશયથી આવ્યો હતો, તે તેણે શાન્તાને સંક્ષેપમાં સમજાવી દીધો.

" ઓહો ! એમાં શું ? ઘણીજ ખુશીથી મૂકી જાવ."

" પરંતુ ત્હારા પતિનો સ્વભાવ તો તું જાણે છે ને ? "

" તમારી સરયુના સંરક્ષણનો ભાર મ્હારે માથે ! પછી કંઇ!"

" શાન્તા ! જો જે ! હોં ! જગત્‌ની નજરે એક લૂટારાની કન્યાને આશ્રય આપવાનો છે. "

" ભાઇ ! તમે કશીય ચિંતા ન કરો ! શાન્તા ઉપર વિશ્વાસ રાખો ! પ્રાણને સાટે હું એનું રક્ષણ કરીશ. તમારી સરયુને કંઈ આંચ આવે તે પ્હેલાં તો હું મ્હારા પોતાના પ્રાણ પાથરીશ. "

" તો ત્હારે ભરોસે ! બ્હેન થઇ છે, તેની કસોટી હવે થશે. "

" બહુ સારૂં ! "

" શાન્તા ! કદાચ ત્હારો પતિ પૂછશે, તો તું શું જવાબ દઈશ ?"

" ગમે તેમ સમજાવીશ. "

" નહિ ! પ્રાણ જતાં પણ તું જુઠું ન બોલીશ. "

" સારે ! "

" મ્હારા સત્ય નામ સિવાય સઘળો ઇતિહાસ કહી દેજે. "

" અને તેમ કરતાં સરયુ અને હું સંકટમાં આવી પડીએ તો ? "

" તો ગુલાબસિંહના કાંડામાં તમને બંનેને બચાવવા જોર છે."

" તો સારૂ. "

ગુલાબસિંહ સરયુને શાન્તાના હાથમાં સોંપી દ્વાર બ્હાર પગલું ભરે, તેવોજ ત્યાં અમીર આવી પહોંચ્યો. એક અણજાણી યુવતી તથા અણજાણ્યા પુરૂષની સાથે મધ્યરાત્રિના સમયે શાન્તાને ગુપ્ત વાત કરતી જોઇ વ્હેમાયો.

" શાન્તા ! "

શાન્તા અને ગુલાબ બંને અમીરની અણધારી હાજરીથી ચમક્યા. જે વાતની જાણ તેઓ રહવારે પાડવા માંગતા હતા, તે તો આગળજ આવી ઉભી રહી.

" શાન્તા ! આ કોણ છે ? "

" એ મ્હારી પાવત્રતાનું રક્ષણ કરનાર ! મ્હારા ધર્મ બંધુ. "

" પવિત્રતાનું રક્ષણ ? શાન્તા ! એ શું ? ત્હારી પવિત્રતાનું ભક્ષણ કરવા કયો પાપાત્મા આવ્યો હતો ? "

" આપનો જમણો હાથ ! સુલતાન ! "

" સુલતાન ? ક્યારે ? "

" આજથી લગભગ છ માસ ઉપર જ્યારે તમે તેને ભરોસે આ ઘર સોંપી ગયા હતા, ત્યારે. આ વીરપુરૂષે મ્હારી બુમથી દોડી આવી તે વખતે મ્હને એ અત્યાચારીના હાથમાંથી બચાવી લીધી હતી. "

" ત્યારે આજ સુધી એ વાત ત્હેં મ્હને કેમ ન કરી ? "

" મ્હારા આ સામે ઉભેલા પ્રાણદાતાએ મ્હારી પાસે એ ન કહેવા વચન લીધું હતું, માટે. "

" વીર પુરૂષ " અમીર ગુલાબસિંહ તરફ ફરીને બોલ્યો, " આ વાત ગુપ્ત રાખવામાં તમને શો લાભ હતો ? "

' મ્હારૂં નામ છૂપાવવું ? "

" તમે કોણ છો ? "

" ગરીબોનો મદદગાર ! અમીરોનો કાળ ! અમીર ! મ્હારૂં નામ બ્હારવટીઓ ગુલાબસિંહ. "

જો કે ગુલાબસિંહ પોતાનું ખરૂં નામ અમીરને કેવા ન્હોતો ઇચ્છતો, છતાં જુઠું ન બોલવાની તેની પ્રતિજ્ઞાએ તેને સત્ય અભિધાનનો સ્ફોટ કરવા ફરજ પાડી.

ગુલાબસિંહના નામ માત્રથીજ અમીર ઘરડો થઇ ગયો. બ્હારવટીઆનો હાથ પોતાના હાથમાં લેતાં તે શંકાશીલ અને દગાખોર દીલ બોલ્યું, " ગુલાબસિંહ ! આજથી તમે મ્હારા પરમ સ્નેહી થયા છો. મ્હારી શાન્તાની લાજ બચાવી આપે મ્હને ઋણી કર્યો છે."

" સર્વ કંઇ ઇશ્વિરની મરજી મુજબ થાય છે. મ્હેં એમાં મ્હારી ફરજ બજાવ્યા સિવાય વિશેષ કંઇ કર્યું નથી. "

" એ આપની મ્હાનમ્ અને નમ્રતા સૂચવે છે. કહો, ગુલાબસિંહ ! આવી અંધારી રાતે આપને અહીં કેમ આવવું પડ્યું ? "

" એક અગત્યના કામસર મ્હારે પરગામ જવાનું છે. બનતાં સુધી હું કાલે સ્હવારેજ પાછો ફરીશ. તો એટલો વખત આ મ્હારી લાડીલી પુત્રી સરયુને તમે તમારે ત્યાં રાખશો ? "

" ખુશીથી. "

સરયુને શાન્તાના હાથમાં સોંપી નવા બનેલા સ્નેહીને ભરોસે ગુલાબસિંહ નિશ્ચિંત થઈ ચાલતો થયો. પરન્તુ અમીરના મનના ભાવો કલ્પવાં અશક્ત હતાં. તેને સૌથી વધુ તો "સુલતાન આટલો નીચ છે ?" એનેજ માટે લાગતું હતું, સુલતાનને શિક્ષા કરવાનો વિચાર તેણે દીલમાં નક્કી કર્યો.



# પુષ્પ—૩ જું.

## " વિશ્વાસઘાત. "

—:o:—



ભાતે શાન્તા સરયુનો ચોટલો વાળવા બેઠી ત્યાં અબોડામાં પેલું અલૌકિક ગુલાબનું ફુલ દીઠું. પળભર તે તેને જોઈ સ્થંભીજ ગઈ. ઓળતી કાંસકી અને હાથ બંને અટકયાં.

" સરયુ ! આ ફુલ ત્હારી પાસે ક્યાંથી ?" આશ્ચર્યમુદ્રાએ શાન્તા બોલી.

" અમારી વાડીના સરોવરમાં એ થાય છે. કેમ વારૂ ? "

" તમારી વાડી કયાં આવી ! "

" તેનો રસ્તો મ્હને માલમ નથી. "

" એ વાડીમાં તમે કોણ કોણ રહો છો ? "

" હું, પિતાજી અને વીરો ! "

" એ વીરો કોણ ?"

" પિતાજીના મદદગાર. "

" ત્હારી બા નથી ? "

" હતી ! પણ એ તો ગઇ." એટલું કે'તાં સરયુની આંખોમાં માના સ્મરણે. આંસુ ભરાયા.

" એ ફુલ મ્હને એક દી બતાવીશ કે ? "

" પિતાજીએ મ્હને એને વિષે કોઇ પૂછે, તો કંઇ પણ ન કહેવાની, તેમજ કોઇને ન આપવાની ખાસ સુચના કરેલી છે. "

" ભલે! પિતાજી તો મ્હને ન્હાનપણથીજ સરયુ કહે છે. પરન્તુ આ કેટલીકવાર **સરોવરની સુંદરી** કે'તી હતી. "

" **સરોવરની સુંદરી** " આટલો શબ્દ અને પેલું અલૌકિક ફૂલ શાન્તાની ઉપર છુપી જાસુસી કરતા બદમાશ સુલતાને, સાંભળ્યો અને જોયું. વૈર લેવાની શોધમાંજ ફરતાં એવા પાપીને બ્હાનું મળ્યું. તે તરત આ બાતમી અમીરને પ્હોંચાડવા દોડયો.

" ફૂલ તે ખરેખર ફૂલજ છે હોં !" શાન્તાએ પ્રશંસા કરવા માંડી.

" તમને એ બહુ નવાઇ લાગે છે. નહિ ? "

" હાસ્તો. "

" હું તો રોજે એ'વું એક એક ફૂલ અંબોડામાં ગજરે ગુંથી બાંધું છું. "

" તો આજનો દિવસ એ મ્હને પ્હેરવા ન આપે ?"

" પિતાજીને ખબર પડે તો ! "

" તો શું ? "

" મ્હને વઢે. "

" હુ કોઇને ખબર નહિ પડવા દઉં. થોડીવાર પછી પાછું લઇ લેજે. "

" સારૂ ત્યારે ! પણ જો જો ! તમે એ કોઇને ન બતાવતાં હો ! "

" નહિ બતાવું ! "

" તેમજ પ્રાણ જતાં એ ગૂમાય નહિ. "

" વારૂ ! "

શાન્તાએ નિર્મળ હૃદયે સરયુને સમજાવી તેની શર્ત મંજુર રાખી, ફુલ મેળવ્યું. એને આ દૈવી ફુલનો મોહ લાગ્યો હતો. જો કે એ ફુલ કેટલું અણમૂલ અને જોખમ ભરેલું છે, એનાથી તે સર્વથા અજ્ઞાત હતી, વેણી ગુંથી તેણે પોતાને અંબોડે એ બાંધ્યું.

જે અરસામાં સુલતાન સરદારસિંહને શોધતો શોધતો આ બાતમી દેવા તેના ખાસ ઓરડામાં જઇ પહોંચ્યો. આ વેળા અમીર શાન્તા ઉપર કરેલા સુલતાનનાં બળાત્કાર વિષય ઉપર વિચાર ચલાવી રહ્યો હતો. બ્હારવટીઆ ગુલાબસિંહ પ્રતિ તેના ઉરમાં સન્માન ઉભરાતું હતું. એટલામાં તેની વિચાર શ્રેણી અટકી. સુલતાન આવી લાગ્યો.

" અન્નદાતા ! એક છુપી બાતમી મળી છે. "

" કોણ સુલતાન ?" સુલતાનને જોતાંજ અમીર ક્રોધથી રક્ત-નેત્રે ધ્રુરકયો.

" જી હા... નામદાર ! "

" બોલ ! એ ચાંડાળ ! આજથી છ માસ ઉપર જ્યારે હું તને આ ઘર સોંપી ગયો હતો, ત્યારે ત્હેં મ્હારી ગેરહાજરીનો કે'વો લાભ લીધો હતો ? "

" તદ્દન નિર્દોષ છું... માલીક ! "

" ચુપ રહે ! " કે'તાંજ અમીરની સમશેર મ્યાન બ્હાર નીકળી. સુલતાનની ગરદન પોતના લોખંડી બાહુમાં પકડતાં તે ગર્જ્યો. " નાપાક ! મ્હારી સ્ત્રી ઉપર તું બળાત્કાર કરવા ન્હોતો ગયો ? "

" ના.... ન... ન... પૂછો..."

" સાચું ભસી દે ! નહિ તો સરદારની સમશેર એકજ ઘાએ બે ટુકડા કરી નાખશે. "

કહેવત છે કે જેવાં બાપ તેવા બેટા ! અત્યાચારી શેઠના સેવકો પણ વ્યભિચારી હોય એમાં શું નવાઈ? સુલતાન અમીરના તીખા સ્વભાવથી સંપૂર્ણ માહિતગાર હતો. તે અડંગ ઉઠાવગીર બોલ્યો, " નામદાર ! આપની સ્ત્રીજ બદચાલની છે, "

" શું ?" અમીરની આંખોમાંથી અંગારા વર્ષવા લાગ્યાં.

" સાચું કહું છું. મહરા માબાપ ! હું ગરીબને નાહક ન બોળી મારો ! શેઠાણી એક જણુ સાથે પ્રેમમાં પડેલાં છે."

"હડહડતું જુઠાણું? નીચ ! બોલ શાન્તા ઉપર બળાત્કાર કરવાને ઇરાદે રાતના તું તેના શયનભુવનમાં ન્હોતો ગયો?"

"યા ખુદા ? માલીક સાથે બેવફા ? સરકાર ! આપને કોઈએ ગભરાવી ભંભેર્યા છે. "

"એટલે ?"

" આપને મારા જેવા નિર્દોષ ઉપર સખ્ત થવા ભંભેરનાર જાતેજ ગુહનેગાર છે."

"તું સાચો હતો, તો શાન્તાના બદચલનની વાત ત્હેં આજ સુધી મ્હને કેમ ન કરી ?"

"શેઠાણીએ મ્હને એ ન કહેવા પાક પરવરદિગારના સોગંદ લેવડાવ્યા હતા. "

"તો શું ત્હેં કોઇ વાર ત્હારી શેઠાણીને ખરાબ રસ્તે જતાં જોઇ છે.?"

" ઘણી વાર."

"સુલતાન ! યાદ રાખજે કે જે બોલે છે, તે સાબીત કરી આપવું પડશે."

"સુલતાનની વફાદારીની ખાત્રી કરવી હોય તો અત્યારેજ ચાલો, અને જુઓ ! કે જે છોકરીને તમે આશ્રય આપેલો છે, તે સરોવરની સુન્દરી છે."

"હેં ?"

" તે ઉપરાંત પેલું અલૌકિક ગુલાબનું ફૂલ તેના અંબોડામાં હું હમણાંજ જોઇને આવું છું."

સ્નેહ–સરોવર ! સરોવરની–સુન્દરી ! અને ગુલાબના ફૂલને માટે લોકોમાં આજ કેટલાંયે વર્ષો થયાં વિધ વિધ પ્રકારની વાયકાઓ ઉડી રહી હતી. રાજકુંવરી ભાનુમતીએ તો પોતાની પ્રજા સમક્ષ એવો ઢંઢેરો મૂકયો હતો, "કે જે કોઇ એ અલૌકિક ગુલાબનું ફૂલ આણીઆપશે, અગર એની સંપૂર્ણ માહિતી મેળવી લાવશે, તેને તે પોતાના પતિ તરીકે પસંદ કરશે." અને રાજકુંવરીનો હસ્ત મેળવવા માટે કેટલાયે સમશેર બહાદૂરો આ ફૂલ મેળવવા તનતોડ પ્રયત્નો કરી રહ્યા હતા. અમીર પણ એમાંનો એક હતો.

પરન્તુ અજ્ઞાન શાન્તાને પોતાના પતિના હૃદયની આ ગુપ્ત વાતનો અણુસારો સરખોયે ન્હોતો આવ્યો. જે ફૂલને માટે ભલભલા ભેજાઓ જંગલેજંગલ આથડી મ્હોતના મ્હેમાન થતા હતા, તે ફૂલ અને તે સરોવરની સુંદરી ! આજ અનાયાસે પોતાના હાથમાં આવેલાં ધારી અમીરનો હર્ષ અંતરમાં ન સમાયો.

સુલતાનને મ્હોડે આ વાત સાંભળતાંજ તેણે પોતાના તમામ સેવકોને એ છોકરી ઉપર સખ્ત જાપ્તો રાખવાનો હુકમ સંભળાવી દીધો. શાન્તાને સમજાવી તેની દ્વારા સર્યુની પાસે એ ફૂલ પડાવી લેવાના વિચારે તે શાન્તાના દિવાનખાનામાં ગયો. પરન્તુ શાન્તા ત્યાં ન્હોતી. તેજ વખતે વયોવૃદ્ધ સેવક "સુમન્ત" કે જે પોતાના નિર્દય શેઠની નોકરી અને કાળાં કામોથી સર્વથા કંટાળી ગયો હતો, તે આ નવો હુકમ સાંભળી શેઠને બે બોલ કે'વા ઉપર ગયો હતો, જ્યાં અમીરી અને ગરીબી વાદવિવાદને અંતે શાન્તા વચ્ચે પડી, સેવકો દ્વારા શાન્તાને પોતાના પતિના હુકમની ખબર મળી ચૂકી હતી. પોતાના ધર્મ–બંધુ સાથે વિશ્વાસઘાત રમી દીધેલું વચન તોડવા તેણે વ્યાજબી ન ધાર્યું. છેવટે શાન્તા પતિની સ્હામે થઇ. સરયુની વ્હારે ચડી. શંકાશીલ પતિને આથી ગુલાબસિંહ સાથે શાન્તાને આડો સંબંધ છે, એવી સુલતાનની વાત સાચી લાગી. આવેશમાં ને આવેશમાં તે શાન્તાને ખંજર મારવા ધસ્યો, અને ત્યાં તેણે પેલું અલૌકિક પુષ્પ જોયું. શાન્તાએ તે સરયુ પ્રતિ ફેંક્યું, અને અમીર તે મેળવવા સરયુની પુંઠ દોડયો. એ આપણે પહેલા પુષ્પમાં વાંચી ગયા.

---

# પુષ્પ ૪ થું

## "દગો!"

——:o:——



"ખબરદાર! વિશ્વાસઘાતી! એટલેજ રહે! સરયુએ પોતાની પાછળ પડેલા અમીરને પાસે આવતાં અટકાવ્યો.

"છોકરી! જો જીવવા ચ્હાતી હોય તો પેલું ફૂલ દઈ દે..."

"આ જીવ જાય તોય શું ?
છે પ્રાણના અસ્તિત્વથી પણ ફૂલ એ મોંઘુ મ્હને,
આ પારકી વસ્તુ ઉપર અધિકાર છે શાનો ત્હને ?
નાપાક ત્હારૂં દીલ તે નાપાક ન્હારા હાથ છે,
અપવિત્ર ત્હારી આંખ પણ નહિ સાફ! એમાં પાપ છે."

" તેથી શું ? "

" એજ કે! ત્હારા અપવિત્ર કરોમાં આ પવિત્ર વસ્તુ ન શોભે !
સરખે સરખું શોભતું...સદૈવ આ સંસાર,
સાકર સાથે દૂધ તો ઘી સાથે કંસાર
પયમાં પાણી ન ભળે...મળે ન અમૃત ઝેર,
સર્પ નોળીઆ બેઉને...બાપે માર્યા વેર.
ઉંદર બિલ્લીમાં કદી મિત્રતા ન બંધાય,
વિરોધતા શોભે નહિ..શોભે તે શોભાય.

સરિતા અને સાગરનો સંગમ થાય ! પરન્તુ સજ્જન અને દુર્જનનો સંઘ કદાપી કાશી ન જાય. જે વસ્તુ જેના હાથમાં શોભે, ત્યાંજ શોભે !

" તો સીધી રીતે તું નહિજ સમજે ?"

" હું પણ ત્હને સીધેજ રસ્તે સમજાવું છું ! સારો અને સાદોજ માર્ગ બતાવું છું."

" ત્યારે મ્હારે આડો રસ્તો લીધા વિના હવે છૂટકો નથી."

" તેનું પરિણામ વધુ ભયંકર આવશે."

"જેને કામજ કરવું છે, તે કષ્ટની દરકાર રાખતોજ નથી. જેને જીવ સાથે ઝૂઝવું છે, તે પરિણામનો વિચાર કરતોજ નથી, છેવટ આ પાર કે પેલે પાર !"

"તો લે ! ત્હારો એ નિશ્ચય અમલમાં મૂકતાં પ્હેલાંજ એનું પરિણામ જોવા તૈયાર થા......

ચૂંટી લઉં...સૌન્દર્ય કે જે પ્રાણ છે આ ફૂલનો.

અફસોસ ! કર પોતેજ તું ...ત્હારી કરેલી ભૂલનો !

જો........."

સરયુના નાજુક હાથોમાંથી એ દૈવી પુષ્પ ઝુંટવવા શયતાન અમીર આગળ વધ્યો. અણી ઉપર આવેલી સરયુએ તે ચૂંટી નાંખ્યું. પાંખડીએ પાંખડી છૂટી પડી વેરાઇ ગઈ. તેનું અલૌકિક સૌન્દર્ય નષ્ટ થઇ ગયું. સરદારસિંહતો એક નાદાન છોકરીના આ પરાક્રમ અને સાહસે દિંગ થઈ ગયો. ગમે તેવી પણ આખરે સરયુ એક વીર બ્હારવટીઓની પુત્રી હતી ! રજપૂત કન્યા હતી.

અમીરની આંખોમાંથી આગોના ભભુકા નીકળ્યા. ઝનૂની જીગરે અને લાલચોળ આંખે તેણે એ બહાદુર બાળાનો કોમળ હાથ ઝાલ્યો. બુમ મારી..."સુલતાન !"

"જી..."

"આ હરામખોર જીદ્દી છોકરીને લઈ જઇ કારાગ્રહમાં કેદ કર. ફુલની પૂરતી માહિતી એ ન આપે ત્યાં સુધી એને ન છોડતો."

નિર્દય સુલતાન ફૂલ જેવી સુકોમળ સરયુને કસાઇ બકરાંને ઘસડે એમ ઘસડતો ઘસડતો કારાગૃહમાં લઇ ગયો. જ્યારે હાથમાં આવેલું ફૂલ ગૂમાવી બેસવાના મૂળ કારણભૂત એવી શાન્તાને શિક્ષા કરવા અમીર તેના ઓરડા તરફ વળ્યો.

પતિના સરયુની પુંઠે પડયા પછી શાન્તા ચોધાર આંસુએ રડી પડી. પોતાના ધર્મ-બંધુએ પ્રાણના જોખમે પણ "સરયુ" ને ઇજા ન આવવાનું દેવાનું આપેલું વચન તેને પ્રતિ પળે મુંઝવવા લાગ્યું. પોતાના નિર્દય પતિને સમજાવવા નિરર્થક છે, એમ માનતી અને નિષ્ફળ નીવડેલી શાન્તા મદદને માટે નિરાધારના આધાર અવનીશને સંભારવા લાગી.

જગદીશ તું જાણે બધું, ત્હારાથી કંઈ છૂપું નથી,
ત્હારી કૃપા, ઇચ્છા વિના...કંઇ કોઇથી બનતું નથી.
પરદુઃખભંજન નામ ત્હારૂં...ન્યાયી તું કિરતાર છે.
જીવન ગરીબોનું અનાથોનો તુંહી આધાર છે.
આજે સ્મરે છે શ્રીહરિ ! આ રાંક અબળા આપને !
"સરયુ" હવે સોંપાય છે, તમને ! જગતના તાતને.
સંકટ વિષેથી શ્રીહરિ ! એ'ને તમે સંભાળજો,
ને રે'મદષ્ટિથી સદા એ ફૂલ પર નિહાળજો."

પ્રભુએ કેમ જાણે શાન્તાના સાચા હૃદયની પ્રાર્થના સાંભળી ન હોય ? તેમ એકાએક ત્યાં બ્હારવટીઓ ગુલાબ આવી પહોંચ્યો. કારણકે તેનું ધારેલું કાર્ય ઘણીજ સ્હેલાઇથી પાર પડયું હતું.

"શાન્તા !" ગુલાબે પ્રવેશ દ્વારમાં ઉભા રહીનેજ બૂમ મારી.

"કોણ ! ભાઇ ?" શાન્તા વ્હેલી વ્હેલી ઉઠી પોતાના ધર્મના ભાઇને ભેટી પડી.

"શાન્તા ! ત્હારી આંખમાં આ આંસુ શાં ?"

શાન્તાએ ગદ્‌ગદ્ કંઠે પોતાની નજીવી ભૂલનું ભયંકર પરિણામ ગુલાબસિંહને કહી સંભળાવ્યું. તે બોલી......

"ભાઇ ! તમે સત્વર દોડો ! સરયુ સંકટમાં છે."

"ફિકર નહિ શાન્તા !"

"ભાઇ ! તમે સમય ન ગુમાવો. હમણાંજ મારા ખૂની પતિ અહીં આવી લાગશે."

"તેની તને બહુ બ્હીક લાગે છે ?"

"હા ! મારી સાથે તમને જોઇ તેમના ક્રોધમાં વૃદ્ધિ થશે."

"કારણ ?"

"તેઓ આપણા ઉપર શંકાશિલ નજરથી જુએ છે. વિષયાંધ સુલતાને એમને આપણી વિરૂદ્ધ ખોટું સમજાવ્યું છે. તે ઉપરાંત આ ફૂલના બનાવે તમે એમના શત્રુ થયા છો."

"તું મ્હને જીવ બચાવવા ન્હાસી જવાની સલાહ આપે છે?"

"નહિ તો શું"

"શાન્તા! આ ગુલાબસિંહ જીવનમાં પાછી પાની કોને કરવી ? એ સમજતોજ નથી. સ્હામી છાતીએજ મરવામાં તે પોતાનું ગૌરવ સમજે છે......

જે રહામી છાતીએ મરે ! તે વીર સાચા હોય છે.
પાછા ચરણ રણમાં ધરે તે બાયલાઓ હોય છે.
મરવા વિષે રહી...વીરતા નહિ મારવામાં વીરતા,
વનરાજ ધુરકે પિંજરે...એ'માં રહી શુરવીરતા.
ખોટાં પ્રપંચો ખેલવા...એ કાયરોના કામ છે,
પાછી બતાવે પીઠ એ તો નિર્બળોના નામ છે.
શૂરો કદી સંગ્રામમાં......દરકાર શિરની ના કરે,
દઇ પ્રાણ સ્વર્ગે સંચરે ક્યાં તો વિજય કીર્તિ વરે."

એટલામાં ત્યાં અમીર આવી પહોંચ્યો. શાન્તાના માથા ઉપર ગુલાબસિંહનો હાથ જોતાંજ તેની આંખો ચાર થઇ.
" કોણ ગુલાબસિંહ ? તમે કયારે આવ્યા ?" અમીરે પૂછ્યું.

"હમણાંજ અમીર ! સરયુ કયાં છે ?" કંઇક સખ્ત સ્વરે ગુલાબસિંહે સવાલ કર્યો.

" નીચે રમતી હશે ! થોભો. હું બોલાવી લાવું."

દગાખોર અમીર ગુલાબસિંહનો ઘાટ ઘડવા અને પોતાના માણસોને એકત્ર કરવા નીચે આવ્યો. પરન્તુ જમાનાનો ખાધેલ ચતુર બ્હારવટીઓ તેના ચ્હેનચાળા પલકમાં ચેતી ગયો. સરદારની પુંઠ ફરી કે તરતજ તે ઉભો થયો.

"શાન્તા ! હશે છેવટના રામરામ ! હું જાઉં છું. સરયુને બચાવું છું. હાથનો ઝપાટો બતાવ્યા સિવાય હવે ચાલે એમ નથી લાગતું !"

શાન્તાનો પ્રત્યુત્તર સુદ્ધાં સાંભળવા ગુલાબસિંહ ન રહ્યો. તે બહાદુર બ્હારવટીઆએ બારીએથીજ પડતું મૂક્યું. બરાબર તેજ વખતે શાન્તાના ઓરડામાં સરદારસિંહ માણસો સાથે આવી પહોંચ્યો.

" ક્યાં ગયો ગુલાબ ?"

" આ રહ્યો ! નીચે આવ ! નીચે ઉભેલા ગુલાબે બુલંદ અવાજે બૂમ મારી.

બારીએથી સરદારે ગુલાબને જોયો. બહારવટીઆની હિંમત જોઈ તે છક થઇ ગયો. તે પોતાના માણસોને લઇ ગુલાબસિંહને પકડવા પાછો સીડી ઉતરવા મંડયો. તેને જતો અટકાવવા શાન્તાએ તેનો એક હાથ ઝાલ્યો..."પ્રભુ ! દયા કરો ! મ્હારે ખાતર એ નિર્દોષ ગુલાબસિંહને જીવતો જવા દયો."

" ત્હારે ખાતર ? બરાબર છે. તું ગુલાબસિંહને ચ્હાય છે. તેથીજ બચાવવા માગે છે, કેમ ? પરન્તુ એ કદી નહિ બને."

શંકાશીલ નિર્દય અમીર શાન્તાને દાદરમાંજ પટકી, નીચે ઉતરી ગયો. ગાંડી શાન્તા ! ગુલાબસિંહની સમશેરનો ઝપાટો તેણે ન્હોતો જોયો. નહિ તો તેને બચાવવા તે કદી પણ પોતાના પતિને વિનતિ ન કરત ! કારણ ? ગુલાબસિંહ અમીરના જેવા એક નહિ પણ એકાવનને એક સાથે પ્હોંચવાની શક્તિ ધરાવતો હતો.

અમીરને તેના હથીઆરબંધ માણસો સાથે પોતાની સ્હામે આવતો જોયા છતાં ગુલાબસિંહ એક ડગલું પણ પાછળ ન હઠયો, તેના એક હાથમાં પિસ્તોલ તો બીજા હાથમાં ખુલ્લી તરવાર હતી.

બ્હારવટીઆથી થોડેજ આઘે આવી અમીર પોતાના માણસો સાથે અટકયો..."ગુલાબસિંહ ! નાહકનું લોહી રેડવા કરતાં જીવતોજ પગમાં પડ !"

"પગમાં પડવાનું સ્હેલું નથી. લોહી રેડયા અને રેડાયા વિના કાર્યસિદ્ધિ કદાપી થતી નથી. શું લોહી રેડવાથી આપ શ્રીમાન ડરો છો કે?"

"ડર ? મ્હને શાનો ? તું એકલો છે. ડર ત્હારે રાખવાનો હોય !"

"ભૂલી જજો ! આટલાં વર્ષ બ્હારવટીઆની જીંદગી ગાળી ! છતાં ડર શી વસ્તુ છે, તે ગુલાબસિંહ ઓળખતોજ નથી. હું તો જન્મથી માંડી અત્યાર સુધી મુશ્કેલીઓજ વેઠી વેઠી મ્હોટો થયો છું.

અંતે હીરો તે તો હીરો...ને કાચ તે તો કાચ છે.
સાચા વિરો નિર્ભય સદા...નહિ સાચને કંઇ આંચ છે.
અન્યાયને રસ્તે ચઢે તેનું ભયંકર મ્હોત છે.
સૌ સત્ય રસ્તે ચાલનારાને પ્રભુની ઓથ છે."

નજર ચુકાવી સરદારસિંહે પ્હેલી ગોળી છોડી. પરન્તુ ચેતેલા ગુલાબે તેને પોતાની તરવાર ઉપર ઝીલી લીધી. અમીરની ઉપર ઘા કરવા હવે ગુલાબસિંહની પિસ્તોલ ઉંચી થઇ. પરન્તુ એમાંથી ગોળી છૂટે એ પ્હેલાં એક અદ્દભુત ચમત્કારા બન્યો.

કારાગૃહમાં સરયુને પૂરી પાછા ફરતાં સુલતાને દૂરથી આ દેખાવ જોઇ લીધો. ગુલાબસિંહની પીઠ સુલતાન તરફ હોવાથી તે બહાદુર બ્હારવટીઓ એ દગાબાજ શયતાનને પોતાની પાછળ આવતો ન જોઇ શકયો. ઉંચો હાથ કરી તેણે ઇશારતથી અમીર તથા તેના માણસોને ગોળી ન છોડવાનું સૂચવ્યું. એક પાંચ બહારની પિસ્તોલ તેણે પોતાના કમરપટામાંથી ખેંચી કાઢી.

ગુલાબસિંહની છેક પાસે આવી તેણે ઘોડો દાબ્યો...પરન્તુ !

માણસ ધારે હું કરૂં...હુંથી નવ કંઇ થાય,
ફાંફાં મારે માનવી...ધાર્યું હરિનું થાય.

તેજ પ્રમાણે બન્યું. સુલતાનની ગોળી...ગુલાબસિંહની પીઠ વીંધી નાખે તે પ્હેલાં એક કદાવર વ્યક્તિએ ડાબા હાથે ગુલાબસિંહ

ને જમીન ઉપર ચતોપાટ ફેંકી દીધો. જે પળે ગુલાબસિંહ અચાનક ધક્કાથી જમીન ઉપર પડેયો, તેજપળે સુલતાનની પિસ્તોલમાંથી ગોળી છૂટી ચૂકી હતી. આ બાજુ ગુલાબસિંહ મદદગારના જમણા હાથ માંહેનું ખંજર પણ પોતાનું કામ કરી ચૂકયું હતું. અર્થાત્ ગુલાબસિંહના પ્રાણ લેવા જતાં સુલતાન પોતે પોતાનો પ્યારો પ્રાણ ગુમાવી બેઠો હતો.

પરન્તુ સુલતાનની પિસ્તોલમાંથી છૂટેલી ગોળી નકામી ન ગઈ-અમીર કે તેના એક પણ સેવકને વિંધવાને બદલે તેણે એક ત્રીજીજ નિર્દોષ વ્યક્તિની છાતી વીંધી નાખી.

અને તે વ્યક્તિ તે પોતાના પતિને ગુલાબસિંહ ઉપર ગોળી છોડતાં અટકાવવા દોડી આવતી અભાગીની શાન્તા હતી.

શાન્તા અને સુલતાન પ્રાણત્યાગ કરી પૃથ્વી ઉપર પડયા. અમીર શાન્તાને લોહીમાં તરબોળ થઈ પડેલીજોતાંજ ગુલાબસિંહને ભૂલી તેની પાસે દોડયો. જ્યારે સમય વિચારી પેલા મદદગાર સાથે ગુલાબસિંહ પણ અમીરનું ઘર છોડી ગયો. શાન્તાના આવાં અચાનક મૃત્યુથી બ્હારવટીઆના હૃદયમાં બહુ લાગી આવ્યું. તેની આંખમાંથી બે આંસુ ટપકી ગયાં. પણ તે શું કરે ? યમરાજના આમંત્રણો કોનાથી રોકાય છે ? વિધિના લેખ કોનાથી ફેરવાય છે ?

ત્યારે ગુલાબસિંહ બ્હારવટીઆને અણી પ્રસંગે આવી પ્હોંચી મ્હોતના મુખમાંથી બચાવી લેનાર કોણ ? એ તેનો વફાદાર સેવકઅને જમણો હાથ શૂરવીર વીરો હતો.

# પુષ્પઃ-૫ મું.

## " વીરાનું શૂરાતન."




ન ! બ્હાર કોઇ પુરૂષ આવેલો છે. તે પોતાને અમીરનો સેવક ઓળખાવે છે " દાસીએ કહ્યું.

" તેને અંદર મોકલ, "

રાજકન્યા ભાનુમતીનો આ એકાન્ત આવાસ હતો. અમીર અને ભાનુમતીને સારો સંબંધ છે. એમ સર્વ કોઇ જાણતું હતું. કારણકે અમીરે ભાનુમતીને પેલું દિવ્ય ફૂલ ગમે તે ઉપાયે મેળવી આપવાનું વચન આપ્યું હતું. અમીરને ભાનુમતીના મહેલમાં જવાની છૂટ હોવાથી તે વારંવાર ભાનુમતીને ત્યાં જતો. તેમજ ભાનુમતી પણ અમીરના મકાને વખતોવખત છૂપી રીતે જતી. જો કે અમીરની ઇચ્છા એમાં ભાનુમતીને પરણવા સિવાય બીજી કોઈ ન્હોતી, જ્યારે ભાનુમતીને પેલા ફૂલનીજ લગની લાગી હતી.

થોડી વારે દાસી એક કદાવર બાંધાના યુવાનને સાથે લઇ ત્યાં આવી પ્હોંચી. ભાનુમતીને આવનારે નીચા નમીને નમન કર્યું.

" તું કોણ છે ? અને ક્યાંથી આવ્યો છે ? " અભિમાની રાજકુંવરીએ લક્ષ્મી અને સત્તાના મદમાં સૂતા સતાજ પ્રશ્ન કર્યો.

" હું અમીર સરદારસિંહનો સેવક છું, અને એમનીજ આજ્ઞાથી અહીં આવ્યો છું. "

" અમીરને ત્યાંથી તો હરહમેશ સુલતાનજ અહીં આવે છે. અને આજે તું કેમ ? તું કોઇ નવો માણસ જણાય છે !"

" જી હા. પેલી સરોવરની સુંદરી તથા ગુલાબનું ફૂલ હાથ કરતાં અમીરને પોતાની પત્ની શાન્તા અને સેવક સુલતાનનો ભોગ આપવો પડયો છે. "

" શું ? શાન્તા અને સુલતાન માર્યા ગયા ? " ભાનુમતી એકમ બેઠી થઇ ગઇ.

"હા..."

" અને અમીરે પેલી સરોવરની સુંદરી કેદ કરી ?"

" હા ! ફૂલ પણ અત્યારે તેમના કબ્જામાં છે. તેઓ કારાગૃહમાં તે સુન્દરીની કાળજી પૂર્વક સંભાળ રાખતાં બેઠાં છે, અને તમને ત્યાં બોલાવે છે. "

"તેઓ જાતેજ અહીં કેમ ન આવ્યા ?"

"સરોવરની સુંદરી અહીં તમને દેવડાવવા લાવી શકાય એમ નથી. કારણ ? તેને છોડાવવા બ્હારવટીઓ ગુલાબસિંહ તનતોડ પ્રયત્ન કરી રહ્યો છે."

"ત્યારે તને તેડવા મોકલ્યો છે. કેમ ?"

"હા !"

રાજકુંવરી ભાનુમતી એકદમ વસ્ત્ર ઠીક કરી ઉભી થઇ ગઇ. કોઇપણ પ્રકારના વિચાર વિના આવેલા અમીરના સેવક સાથે સંચરી. બંને કારાગ્રહમાં પ્રવેશી ચૂકયા.

રાજકુંવરી ભાનુમતી સાથે હોવાથી આ વેશધારી અમીરના સેવકને અટકાવવા કોઇપણ પહેરેગીર હિંમત કરી શકયો નહિ. સઘળાં

સેવક તેને **ભાનુમતી**ની સાથે આવેલો રાજકુંવરીનો સેવકજધારવા લાગ્યાં, અંદર જતાંજ એક પ્રહરીને વેશધારી સેવકે પૂછ્યું.

"અમીરે આ રાજકુંવરી **ભાનુમતી**ને પેલી છોકરીને કેદ કરી છે, ત્યાં લઈ આવવા કહ્યું છે. તો એ રસ્તો કયો ?"

સેવક **ભાનુમતી**ને તેની સાથે જોતાંજ બોલ્યો..."પેલો છૂપો દરવાજો."

**ભાનુમતી**એ આગળ ચાલતાં એ વેશધારીને પૂછયું..."તું કારાગ્રહનો રસ્તો નથી જાણતો ?"

"નહિ! કારણ કે હું નવોજ આવેલો છું."

**ભાનુમતી**ની શંકા ભાંગી, બંને સરયુના કેદખાનાના દ્વાર આગળ આવી પહોંચ્યા. એક પહેરેગીર ત્યાં પહેરો ભરતો હતો. રાજ કુંવરીને જોઇ તેણે મસ્તક નમાવ્યું.

"પહેરેગીર ! અમીર સાહેબ કયાં છે ?" **ભાનુમતી**એ અમીરને ત્યાં ન જોતાં પૂછયું.

"ખબર નહિ ! એમના ખાનગી ઓરડામાં હશે.....કહો તો બોલાવી લાવું."

"ના...ના...કંઇ કામ નથી. ચાલ...હુંજ ત્યાં જાઉ છું." કહી **ભાનુમતી** ફરી. તે વેશધારી સેવકને ઉદ્દેશી બોલી, " અલ્યા ! તું તો કહેતો હતો કે અમીર મ્હારી કારાગૃહમાં રાહ જુએ છે. તે કયાં છે ?"

" શી ખબર ! કુમારી ! હું તો ચીઠ્ઠીનો ચાકર ! મ્હને તો કહેવા મોકલ્યો, એટલું જાણું. પરન્તુ મ્હારી એક વાત સાંભળશો?"

" શું ! "

"તમે આ પહેરેગીર પાસેથી ચાવી લઇ ખુશીથી એ **સરોવરની સુન્દરીને** જુવો. તે આરસામાં હું અમીરને તેડી આ...આવ્યો."

**ભાનુમતીના** મગજમાં આ વાત ઉતરી."**સરોવરની સુન્દરી**" કેવીક ખૂબસુરત હશે ? એ જોવા તે અધીર બની હતી.

**ભાનુમતીએ** પહેરેગીરને કારાગૃહના દ્વાર ખોલવા આજ્ઞા કરી. પહેરેગીર બોલ્યો...

" માફ કરો ! કુમાર ! અમીરનું સખ્ત ફરમાન છે કે મ્હારે આ દરવાજો કોઇને પણ ન ખોલી દેવો."

આના જવાબમાં **ભાનુમતી** કંઇ પણ બોલે તે પ્હેલાં તો વેશધારી અમીરનો સેવક તપી જઇ બોલ્યો..."એ બેઅદબ ! આ તું શું બોલે છે ? તને ભાન છે ? રાજકુંવરી **ભાનુમતીનું** તું અપમાન કરે છે ?"

એમ બોલતાંજ કેમ જાણે **ભાનુમતીનો** પોતે પક્ષ કરી તેનું માન ન સાચવતો હોય તેમ તે પહેરેગીર ઉપર તૂટી પડયો. તેના હાથમાંથી ચાવીનો ઝુમખો ઝૂટવી લીધો...તાળું ઉઘાડી આપતાં તે **ભાનુમતીને** નમીને બોલ્યો."રાજકુંવરી ! એ નાદાન પહેરેગીરની તરફ ન જુઓ ! જુઓ આ રહી **સરોવરની સુન્દરી.**"

**ભાનુમતી સરોવરની** સુન્દરીને જોવા કારાગૃહના એ ઓરડામાં ગઇ. તે વખતે વેશધારી સેવક પહેરેગીર તરફ ફરી બોલ્યો.

"જા ! **અમીરને** જ્યાં હોય ત્યાંથી શોધી કાઢી ખબર આપ કે રાજકુંવરી **ભાનુમતી** કારાગૃહમાં એમની રાહ જુએ છે."

મુંગો મુંગો પહેરેગીર વેશધારીના **જુસ્સા** અને ભય લાગે એવી આંખથી ડરીને ચાલતો થયો. એટલે વેશધારી એકલો પડયો. જે બાજી રમવા તે આવ્યો હતો, તે ઇશ્વર કૃપાએ આબાદ પાર પડી હતી.

ભરેલી પિસ્તોલ તેણે ગજવામાંથી ખેંચી કાઢી. **ભાનુમતી** પાસે જઇ તે બોલ્યો, "માફ કરજો. રાજકુંવરી! મ્હારા સરદારનો હુકમ છે કે દરેક માણસને દગો રમતાં પ્હેલાં ચેતાવવો." અને તે મુજબ આ **સરોવરની સુન્દરીને** અહીંથી સહીસલામત ઉપાડી જતાં પ્હેલાં હું તમને ચેતાવી દઉં છું. ચાલો જલ્દી કરો ! તમારી સાથે દગો રમવામાં આવ્યો છે. તમારી મૂલ્યવાન ઓઢણી ઉતારી આ છોકરીને આપી દયો. "

" કારણ ? " **ભાનુમતીએ** સત્તાસૂચક સ્વરે પૂછ્યું.

" કારણ પૂછવાનો કે કહેવાનો અત્યારે વખત નથી; કહું તેટલું કરો. નહિ તો પછી બળાત્કારથી ઉતરાવવાં પડશે."

" એમ !"

" જોઇ છે આ. "

ભરેલી પિસ્તોલ જોતાંજ **ભાનુમતી** ઠંડી થઇ ગઇ. ગૂપચૂપ તેણે પોતાના મૂલ્યવાન વસ્ત્રાલંકારો ઉતારી સરયુને આપી દીધાં **સરયુના ચીરો ભાનુમતીએ અને ભાનુમતીના ચીરો સરયુએ !** એમ અદલાબદલી થઈ ચૂકી. **સરયુની** જગ્યાએ હવે **ભાનુમતી** કારાગૃહમાં પૂરાઇ.

જતાં જતાં એ વેશધારી અમીરનો સેવક દરવાજાના લોખંડી સળીયાના બાકામાંથી બોલતો ગયો..."રાજકુંવરી ! કોઇ દિવસ ફરી આ બ્હારવટીઆ ગુલાબસિંહનો જમણો હાથ **" વીરો! "** તમને આવી મળશે."

**સરયુને** બચાવી બીજેજ રસ્તે **વીરો** પલાયન થઇ ગયો જ્યારે **અમીરને** તેડવા ગયેલો પહેરેગીર ત્યાં **અમીરને** તેડી આવી પહોંચ્યો.

જ્યારે પહેરેગીરને મુખે અમીરે સરોવરની સુન્દરીના કારાગૃહનું દ્વાર એક અજાણ્યા પુરૂષે ખોલી દીધાનું સાંભળ્યું. ત્યારેજ તેને "દગો !" થયાથી ખાત્રી થઈ ચુકી. તે ઉલ્ટો પહેરેગીર ઉપર ગુસ્સે થયો.

"પરન્તુ મ્હેં તને શું કહ્યું હતું ? કે મ્હારી રજા સિવાય કોઇને પણ ત્હારે કુંચી આપવી નહિ."

"માબાપ ! મ્હેં તો નાજ પાડી હતી...પણ......"

"પણ શું ? ત્હારા બાપનું કપાળ ? હરામખોર, ચાલ ! હવે જલ્દી કર. આપણી સાથે દગો રમવામાં આવ્યો છે."

હાથમાં આવેલો શિકાર છટકી જશે કે કેમ ? ભાનુમતીને તેડી લાવનાર કોણ હશે ? વગેરે વગેરે શંકાઓ હૃદયમાં કરતો અમીર પેલા પહેરેગીર સાથે જ્યારે કારાગૃહના દ્વારે આવી લાગ્યો, ત્યારે તેને ત્યાં ભાનુમતી કે પેલો નવો નોકર કોઈ જણાયું નહિ. ચાવીનો ઝુમખો નીચે જમીન ઉપર પડેલો હતો. અને વધુ અજાયબી તો અમીરને એ લાગી કે કારાગૃહના દ્વારનું તાળુ એવુંને એવુંજ બંધ હતું. પહેરેગીરે વ્હેલાં વ્હેલાં દોડી દ્વારના સળીયાની ખાલી જગ્યામાંથી અંદર જોયું. તે હર્ષનો ચિતકાર કરી ઉઠયો..."ફિકર નહિ. અમીર સાહેબ ! કૈદી સલામત છે,"

"હા !"

"સરોવરની સુન્દરી"હજુ પોતાના પંજામાંજ છે, એ જાણતાંજ અમીર ભાનુમતી તથા નવા સેવકની વાતને ભૂલી ગયો. આનન્દ પૂર્વક તેણે પહેરેગીરને સવાલ કર્યો..."અબ્દુલ ! ખોલ ખોલ ! જલ્દી દરવાજો ખોલી.એ શિકારને એક વાર બ્હાર લાવ ! જોઉં તો ખરો!"

હરખાતે હૈયે અબ્દુલે ઝુમખો લઇ તાળુ ખોલ્યું. સરયુના પોશાકમાં ભાનુમતીને કાંડું ઝાલી બહાર કાઢી...તેનું મોઢું જોતાંજ અમીર બે ડગલાં દૂર હઠી ગયો. તેના મ્હોંડામાંથી ભય ભરેલા ઉદ્‌ગાર બ્હાર પડી ગયા.

" કોણુ રાજકુંવરી ભાનુમતી ? "

વાંચક ! સરયુની જગાએ રાજકુંવરી ભાનુમતીને જોતાંજ અમીરની શી સ્થિતિ થઇ હશે ? તે તુંજ કલ્પી લેજે !

## પુષ્પ ૬ ઠ્ઠું.

## " પ્રાણઘાતક પુષ્પ. "



"અમીર ! આ શું ? મ્હારૂં અપમાન ? " રાજકુંવરી ભાનુમતી કારાગૃહમાંથી બ્હાર નીકળતાં બોલી.

"ક્ષમા કરો ! રાજકુંવરી ! આપણે બંને દુશ્મનના દગાનો ભોગ થયા છીએ મ્હારી ગેરહાજરીનું મૂળ મ્હારી શાન્તા તથા નિમકહલાલ સુલતાનના અવસાન હતાં, અને એને લઇને હું મ્હારા શયનખંડમાં ગમગીન ચ્હેરે બેઠો હતો. જે સમયનો લાભ લઇ શત્રુ આપણા પંઝામાંથી શિકારને છોડાવી જવામાં ફાવ્યો છે. પરન્તુ રાજકુંવરી ! તમે એ બદમાશની જાળમાં સપડાયાં, એ મ્હને તો બહુજ અજાયબીભર્યું લાગે છે."

રાજકુંવરી ભાનુમતીએ પોતાનો તમામ ઈતિહાસ સરદારસિંહને કહી સંભળાવ્યો. તે પછી અમીર બોલ્યો, "રાજકુંવરી ! ફૂલ મેળવવા જતાં મ્હેં શાન્તા અને સુલતાન બંનેને ગુમાવ્યાં."

"કેવી રીતે ?"

"બ્હારવટીઆ ગુલાબસિંહને હાથ કરતાં." અમીરની આંખમાંથી પાણીના બે ટીપાં પડી ગયાં.

"પરન્તુ તમે રડોછો કેમ ?"

"ત્યારે શું કરૂં ? શાન્તાનો મૃત્યું-ઘા મ્હને તો બહૂ સાલે છે."

"રડવાથી શું વળે એમ છે ? અમીર ! ગુલાબસિંહે શાન્તા તથા સુલતાનના પ્રાણ લીધા. ત્યારે તમે કયાં હતા ?"

"કયાંયે નહિ !"

"તો પછી શું કર્યું ?"

"કશુંએ નહિ"

"જોયા કર્યું ?"

"મ્હેં શું કર્યું ? તેમજ એ બધું કેવી રીતે બની ગયુ ? તે મ્હારૂં મનજ સમજે છે. તમને તેની કયાંથી ખબર પડે ?"

"શરમ છે ! સરદારસિંહ ! એટલો બ્હારવટીઓ તમારાથી ન પકડાયો ત્યારે તમે શું કર્યું ?

સમશેર આ લટકાવી તે ! દેખાડવા શું નામની !
વનરાજ થઇ ગર્જયા નહિ ! એ વીરતા શી કામની ?
તરવારને લજવી નકામું નામ બોળ્યું બાપનું,
સજવો હવે વીરા-વેશ આ .ભૂષણ નથી રહ્યું આપનું.

દસ દસ સેવકો છતાં એક બ્હારવટીઓ તમારા હાથમાંથી સહેલાઇથી છટકી ગયો ? અને તે પણ બબ્બે ખૂન કરીને ! અમીર ! ત્યાં સુધી તમે શું ઉંઘતાં હતા ? ”

“ જાગતો હતો ! છતાં મ્હારી વીરતા એની બહાદૂરી જોઇ ક્યાં અલોપ થઇ ગઇ, એ મ્હને પોતાને પણ નથી સમજાતું.”

“ તો ધૂળ પડી આપની એ મ્હોડી મ્હોટી વાતોમાં……”

છો બોલવે બ્હાદૂર…પણ હિંમત નથી પૈ ભારની,
આજે જણાયું ! ધાર બુઠ્ઠી છેક છે તરવારની.
વનરાજ તો ગર્જી ઉઠે…પિસ્તોલના બસ બા'રથી,
શૂરવીર કંપાવી મૂકે…ધરણી ફક્ત હુંકારથી.

પરન્તુ તમારામાં એમાંનું કશુંય નથી. તમારા જેવા નામર્દોને માટે તોઃ—

લજવી જનેતા કૂખને તરવાર આ આઘી કરો,
પુરૂષત્વ ને પિસ્તોલ બંને ! શું વિચારો ? પરહરો.
તરવાર નહિ ! શોભે હવે તો કંકણો આ હાથમાં,
સોળે સજી શણગાર…બેસો સુન્દરીના સાથમાં.”

“ રાજકુંવરી ! બસ કરો ! સરદારસિંહ સુન્દરીની સાથમ નહિ, પરન્તુ સિંહના સંગાથમાં બેસે એવો છે…”

“ બેસો ! બેસો ! તમારી બડાઇના બણગાં બહુ સાંભળ્યાં ! હવે થોડાં તમારી પાસેજ રે'વા દયો…

જે સિંહ સાચો હોય તે ! ગર્જ્યાં વિનાનો રે' નહિ,
હીરો કદાપી હોય તો…ઝબક્યા વિનાનો રે' નહિ.
આકાશમાંનો તારલો…ચમક્યા વિનાનો રે' નહિ,
મયદાનમાં ત્યમ વીરલો…બ્હાદૂર છૂપો રે' નહિ,

કહી આપે સહુ કોઈના...મુખડાના આભાસ,
છૂપાવી છૂપે નહિ...કસ્તુરીની વાસ.

તમારૂં લેવાઇ ગએલું, અને ઝૂકેલું આ મ્હોંડુંજ તમારામાં કેટલું પાણી છે ? એ બતાવી આપે છે. અમીર ! આજ સુધી હું તમારી મ્હોટી મ્હોટી વાતો સાંભળી છેતરાઈ, પણ હવેજ સમજી કેઃ—

દેખાય છે જે દૂધ...ધોળું...હાય ! તે તો છાસ છે,
હીરો મ્હને દેખાય તે તો...ઇમીટેશન કાચ છે,
રત્નો ચમકતાં ભાસતાં...તે લાલ પીળાં કાંકરા.
હું ધારતો'તો ઝાડ છે ફળના...પરન્તુ ઝાંખરા.
મોતી ધારી પ્હેરીઆં...નીકળ્યાં મણુકા ગોળ,
આલમમાં અફસોસ એ ! સઘળે પોલમ્પોલ."

ભાનુમતિના વચનબાણોએ સરદારનું હૃદય વીંધી નાંખ્યું. શાન્તાનો શોક તે પળભર વીસરી ગયો. શાન્તા તથા સુલતાનનુ મ્હોત અને રાજકુંવરીનું અપમાન તેને વેર લેવા ઉશ્કેરવા લાગ્યું. રાજપૂત બચ્ચાનું લોહી તેની રગેરગમાં ઉછળી રહ્યું. તે વીરતાથી નિગળતા શબ્દોએ બોલ્યો, "રાજકુંવરી ! વચનના બાણ મારવાં હવે બસ કરો ! અમીરનું જીગર આરપાર વિંધાઇ ચૂકયું છે."

"ખોટી વાત ! વચનના બાણોથી વિંધાતા હૃદયો તે વીરનાં હોય ! તમારાં જેવાં કાયરનાં નહિ. સમજ્યાં અમીર ?"

"શું હું કાયર છું ?"

"નહિ તો ?"

"રાજપૂતનો બચ્ચો ! રાજકુંવરી ! એમ ન માનતા કે એક-વાર એ બ્હારવટીઓ મ્હને બનાવી જવામાં ફાવ્યો, એટલે અમીર હિંમત હારી ગયો. તમારે સરદારની સમશેરનોજ ઝપાટો જોવો હોય તો હવે જોઇ લેજો ! અને પછી કહેજો કે આ અમીરની કમરે લટકતી સમશેર શું શું કામ કરી બતાવે છે ?

મરવું અગરતો મારવો નિશ્ચય હવે એ એક છે.
લોહી લૂટારૂનું પીવું બસ એજ મ્હારો ટેક છે.
સમશેર આ નિર્દય બનીને કે'ર હા ! વર્તાવશે,
લોહીનો વરસાદ આ આકાશથી વરસાવશે.
પરવા તજી મ્હેં પ્રાણની આજે મરણીઓ વીર છું,
ખૂની ધનુષ્યેથી છૂટેલું એક ઝેરી તીર છું.
સરદારની સમશેરથી યમદૂત થર થર કાંપશે.
શિર કાપશે ! શત્રુનું ! કયાં તો પ્રાણ પ્યારો આપશે."

"શાબાસ ! અમીર ! શાબાશ ! હવે તમારા શબ્દો એક વીરને શોભે એવાં છે.

સમશેર કાઢો મ્યાનથી...શોભાવવા મા-કૂખને,
સાર્થક કરો ! આજે તમે પીધું જનેતા દૂધને.
સાબીત કરી આપો ફરી સરદાર ! સાચો વીર છે,
નહિ બાયલો નામર્દ પણ શૂરવીર ને ગંભીર છે.

"કેમ સરદાર શું વિચાર ?"

"વિચાર ! હવે શું બાકી હોય ?

બસ વૈર લેવું હા ! શાન્તા અને સુલતાનનું,
સાટું કરૂં છું; શત્રુ બસ જાન સાથે જાનનું.
કયાં તો વિજય, કીર્તી વરૂં કયાં પ્રાણઘાતક હાર છે,
નોંધાઈ ચૂકયું એકનું મૃત્યુ હવે નિર્ધાર છે."

સરદારસિંહની સમશેર સરરર અવાજ કરતી મ્યાનમાંથી બ્હાર નીકળી. વીરતાથી છલકાતા મુખડે તે ભાનુમતીની સ્હામુ જોઇ બોલ્યો:—

" રાજકુંવરી ! "

" શું કહો છો ? "

" હું કોણ છું ? "

" એક વીર ! "

" બરાબર બોલ્યા. વીરનું ભૂષણ શું ? "

" ક્ષમા ! "

" નહિ ! "

" ત્યારે ! "

" તરવાર. તરવાર અને તરવાર.
જ્યાં જ્યાં નજર નાંખું ! અહા ! તરવાર ત્યાં દેખાય છે.
તરવાર જીવન વીરનું ! ને મ્હોત પણ લેખાય એ.
આજે પ્રતિજ્ઞા આદરૂં...તરવાર એ ખુલ્લી કરી,
અપમાન આ નહિ ધોઉં તો ધારીશ નહિ એને ફરી.
રંગ ચઢતાં લાલ લોહીનો ભયંકર લાગશે,
આ હાથ એને ફેરવીને છેક જ્યારે થાકશે.
રે ! સેંકડો ઘા દુશ્મનોના આ શરીરે વાગશે.
ત્યાં સુધી સરદાર આ બદલો બરાબર માગશે.

જોઉં છું કે હવે બ્હારવટીઓ આ **સરદારની** સમશેરના સપાટામાંથી કેવી રીતે બચી જાય છે ?"

" એક વાર બચ્યો હતો ને ! એમજ."

" તે વખતે મ્હારી સમશેર અને પીસ્તોલ ન ચાલી ...એનું કારણ ઓર હતું...હવે તેવું કાંઇ નથી...રાજકુંવરી.

સંધ્યા સમય વીતી જઇ..સૂર્યાસ્ત જ્યારે થૈ ચૂકે.
શશિને ભરોસે સૂર્ય જ્યારે રાજ્ય પોતાનું મૂકે.
જો ત્યાં સુધીમાં ફૂલ લઇ એ હું નહિ પાછો કરૂં,
તો માનવું નક્કી થયું છે...મ્હોત આ સરદારનું.

જીવન આ કુરબાન છે.. દિલડું એ પર ડૂલ.
જીવ જતો જે પર કરૂં.."ગુલાબનું તે ફૂલ.

એટલામાં સેવકે સરદારસિંહની આજ્ઞાની એક સુંદર અશ્વ લાવી મૂકયો. ખુલ્લી સમશેરે વીર અમીર તેની ઉપર બેસતાં બોલ્યો. " રાજકુંવરી ! હું હવે જાઉં છું...માની લેજો...કે કદાચ સદાને માટે પણ જાઉં છું."

દીનકર તપે આ ! ત્યાં સુધી આશા હમારી રાખજો,
પણ તે પછી દીલગીર થઇ અફસોસ ! નાહી નાખજો.
કાયર હતો કે વીર હું તે મૃત્યુ–પૂઠે ભાખજો,
અંતઃકરણમાં એક ! કેવળ યાદગીરી રાખજો.

આવેશમાં ને આવેશમાં વીર–વચનો વદી સરદારસિંહે ઘોડાને મારી મૂકયો. પોતે કયાં જઈ રહ્યો છે ? તેનું પણ તેને મુદ્દલ ભાન ન્હોતું. પરન્તુ માણસનું મ્હોત માણસને વગર કહે ભયાનક રસ્તે ખેંચી

જાય છે. તે પ્રમાણે સરદારસિંહ પણ દૈવયોગે પેલી યોગીની પર્ણકુટી પાસે આવી પહોચ્યો.

વીરો અને સરયુ પગે ચાલતાં હોવાથી તેમને પોતાની ધારેલી છુપી જગ્યાએ જતાં વાર લાગે એ બનવા યોગ્ય છે. પૂરપાટ અશ્વ દોડાવતાં સરદારસિંહે તેમને દૂરથી જોઈ લીધાં, જે વખતે વીરો અને સરયુ પેલા દેવાલયમાં આવી પહોંચ્યાં. હતાં. સરદારસિંહે પણ સત્વર ઘોડાનો ત્યાગ કર્યો. સરયુ અને વીરાની પાછળ પાછળ તે પણ દેવાલયમાં આવી લાગ્યો.

પરન્તુ વીરો તથા સરયુ ક્ષણવારમાંજ અહીંથી ક્યાં અલોપ થઇ ગયા ? તે તે ન સમજી શક્યો સૂક્ષ્મ નજરે તેણે દેવાલયમાં કાઇક છૂપો રસ્તો હોય.! તો તે શોધી કાઢવા જોવા માંડયું.

કેવાય છે કે મ્હોત કોઇને મૂકતું નથી. અને વિધાતાના લેખ ભલભલા જ્ઞાનીને પણ પૂર્ણ સાવચેતી છતાં કોઇ વાર સજ્જડ ભૂલાવે છે. આ વેળા પણ તેમજ બન્યું. સરયુ અને વીરો ઉતાવળથી યક્ષભુવનમાં પ્રવેશતાં પેલાં પોઠીઆના આસનનો છૂપો માર્ગ બરાબર બંધ થયો છે કે નહિ ! તે જોવાનું ચૂકયા હતા, જેની સહજ ફાટ સરદારસિંહની નજરે પડી.

પાસે જઇ એ પોઠીઆના માથા ઉપર હાથ મૂકી સરદારસિંહ ધ્યાનપૂર્વક પેલી ફાટને જોવા નીચો વળ્યો. તેવોજ પોઠીઓ ખસી ગયો. અમીરની અત્યંત અજાયબી વચ્ચે એ છૂપો ભેદ ખૂલી ગયો. અમીર એ છૂપે માર્ગેથી હાથમાં પિસ્તોલ પકડી આગળ વધ્યો.

વીરાએ ગુલાબસિંહને પોતે રચેલી બાજી કહી સંભળાવી. ગુલાબસિંહે તેને તેની હોશિયારી બદલ ધન્યવાદ આપ્યો. સરયુ પણ હર્ષથી પોતાના પિતાને ભેટી પડી.

સંધ્યાકાળનો સમય નજદીક આવતો હતો. બપોરના સખ્ત તાપે કદી શ્રમિત થયેલી **સરયુને** સ્નાન કરવાનું મન થઈ આવ્યું. આજે પ્રભાતે તેણે પેલું ફૂલ તોડયું ન હતું, તે પણ તેને યાદ આવ્યું. પિતાની આજ્ઞા લઈ **સ્નેહ-સરોવરમાં** સરયુ આનન્દથી સ્નાન કરી રહી હતી. સરોવરની આજુબાજુ ફરતો સુન્દર બાગ હતો. બાગની બીજી બાજુ યક્ષ-ભુવન આવેલું હતું. જેમાં અત્યારે બહાર-વટીઓ **ગુલાબસિંહ** પોતાના વફાદાર સેવક **વીરાને** મુખે તેનું સાહસ-કાર્ય અને વીરતા સાંભળી રહ્યો હતો.

જ્યારે અમીર **સરદારસિંહ** ફરતો ફરતો પેલા ફૂલ ને સરોવરની શોધમાં એ યક્ષભુવન વટાવી બાગ સમીપ આવી પહોંચ્યો. આછાં વૃક્ષોના ઓથમાંહેથી તેને સરોવર દેખાયું; તે હર્ષભેર પગ ઉપાડી ત્યાં આવી રહ્યો. તેણે સરોવરમાં શું જોયું?

યક્ષ-કન્યાની આરસની પૂતળી સરોવરના મધ્ય ભાગે શોભી રહી હતી. તેના સુકોમળ નાજુક હાથમાં પેલા દૈવી પુષ્પનો છોડ સુન્દર રીતે ઉગી રહ્યો હતો. છોડ ઉપર એક સુશોભિત ગુલાબનું ફૂલ ખીલી રહ્યું હતું. તોફાની નિર્દોષ સરયુ એ ફૂલ ઉપર સરોવરનું જળ પોતાના નાજુક હાથોથી ઉડાડી રમી રહી હતી. તે એક ઘડી સરોવરની એ પૂતળી યક્ષકન્યાને જોતી! તો બીજજ ઘડી પોતાના પાણીમાં પડતાં પ્રતિબિંબ પ્રતિ જોતી. બંનેને સરખાવતી! વળી કંઇ યાદ આવતાં મંદ મંદ મુખ મલકાવી હસતી.

**સરદારે** આ સર્વ જોયું. એટલામાં ઝીણાં ભીનાં વસ્ત્રો જેના ગૌરાંગ સાથે સર્વથા ચ્હોંટી ગયા છે, એવી સરોવરની સુન્દરી **સરયુ** પેલી યક્ષ-કન્યાની પૂતળી નજદીક ગઇ. આરસપ્હાણની સુન્દર તકતી

કે જેની ઉપર એ યક્ષકન્યાની પૂતળી ઉભી રાખવામાં આવી હતી, તેના ઉપર તે ચઢી. પેલું દૈવી પુષ્પ તોડવા તેણે પોતાનો જમણો બાહુ લંબાવ્યો- પરન્તુ ત્યાંજ તે સ્થંભી ગઇ. તેની નજર એક ઓળખીતી વ્યક્તિ ઉપર પડી. તે સરયુને સ્થંભાવનાર વિશ્વાસઘાતી વીર અમીરની આંખો અને મૂર્તિ હતી.

એક પળ પણ ન ગૂમાવતાં પેલું દૈવી પુષ્પ હસ્તગત કરવા અમીર સરોવરમાં કૂદ્યો. સરયુ ચીસો ઉપર ચીસો પાડતી ફૂલ તોડયા વિનાજ સરોવરના જળમાં પુનઃ કૂદી પડી. જેમ જેમ સરદાર એ ફૂલ અને પુતળીની પાસે જતો ગયો, તેમ તેમ અમીરના આગમને બ્હીધેલી સરયુ બૂમો પાડતી કિનારા તરફ જવા લાગી.

સરયુની ચીસોએ ચારે દિશા કંપાવી મૂકી. યક્ષભુવનમાં બેઠેલા ગુલાબસિંહ અને વીરાએ તે સાંભળી. તેઓ બંને સત્વર ત્યાં દોડી આવ્યા. આ વખતે અમીર પેલી પૂતળી પાસે પ્હોંચી ગયો હતો. સરયુ બીને દીલેજ પિતાને બાઝી પડી.

" શું છે બ્હેન ? "

ભયથી કંપતી સરયુ કશું બોલી શકી નહિ. તેણે કેવળ પિતાને યક્ષકન્યા અને ફૂલ પ્રતિ આંગળી કરી બતાવી. વીરા અને ગુલાબસિંહની નજર અમીરની ઉપર પડી. યોગી મહાત્માએ કહેલું "જે કોઇ પુરૂષ એ પુષ્પને સ્પર્શશે તે પ્રાણ ત્યાગશે." એ પ્રાણઘાતક વાકય યાદ આવ્યું. અમીરના પ્રાણ બચાવવા ગુલાબસિંહે બૂમ મારી...

" અમીર ! અમીર! રમણીઓના સુકોમળ કરોને દૈવી અને સ્હેલું લાગતું એ ફૂલ પુરૂષોના કઠણ હાથોને માટે પ્રાણઘાતક છે. એ પ્રાણઘાતક પુષ્પને ન અડીશ."

પરન્તુ કોણ સાંભળે ! જેને માથે મ્હોતનાં નગારાં ગડગડી રહ્યા હતાં, તે **સરદારસિંહે** પ્રત્યુત્તરમાં હરખાતે હૈયે...હા...હા...હા... કરી હાસ્ય કર્યું. બીજીજ પળે પેલું પુષ્પ લેવા તે યક્ષકન્યાના દેહને સ્પર્શ્યો.

"**ગુલાબ** ! ગુલાબ ! જો ! આખરે અમીર ફાવ્યો છે..." હરખાતે હૈયે હસતાં હસતાં તે **ગુલાબના** ફૂલને તોડવા ગયો. ત્યાં યોગીની વાણી ખરી પડી. ફૂલમાંહેથી રક્ષક **મણિધર** બ્હાર આવી તેને ડસ્યો. "ઓ ! હા !..." કે, તાંજ શબવત અમીર પ્રાણત્યાગી સરોવરના જળમાં પટકાઇ પડયો.

**સરયુ વીરા** તથા ગુલાબસિંહે હજુ કોઇ પણ વેળા આ ચમત્કૃતિ નજરોનજર જોઈ ન હતી આજ વેળા તેમણે અમીરને પ્રાણ છોડતો જોયો. યક્ષકન્યાના હાથમાહેના ગુલાબના છોડમાં જે કાળો સર્પ હતો, તે એ દિવ્ય પુષ્પની રક્ષા કરનાર યક્ષથી યોજાયલો વેશ-ધારી ગુપ્તચર હતો.

ગુલાબસિંહની આજ્ઞાથી વીરો સરદારસિંહનું શબ પાણી-માંથી બ્હાર કાઢી લાવ્યો. અત્યંત અજાયબીની અંદર એ ત્રિપુટીએ જોયું કે મરનારના કાંડા ઉપર દંશની જગ્યાએ સૂક્ષ્મ "ગુલાબના ફૂલનું" એવુંજ આબાદ નિશાન પડી ગયું હતું.

"**વીરા** ! આ અલૌકિક તેમજ પ્રાણઘાતક ઉભય ગુણ ધરાવનાર પુષ્પનો ભોગ થયેલ અમીરનું શબ કોઇ પણ ઉપાયે આજેજ રાત્રિએ રાજકુંવરીએ **ભાનુમતીના** મહાલયમાં જવું જોઇએ; બોલ બનશે ?"

"પ્રભુ ! સેવક તૈયાર છે. કેવળ આજ્ઞાનીજ વાર છે."

" જો સાંભળ ! અમીરનું આ વખાણવા લાયક સાહસ અને મૃત્યુનુ મૂળ કારણ એ **ભાનુમતીજ** છે. એનુંજ પાણિગ્રહણ કરવાને આવા અનેક શૂરવીરો આ ફૂલ લેવા આવશે, અને આ દશાને પામશે. જેથી કરીને એ **પ્રાણઘાતક પુષ્પની** ભયંકર સજાથી તે પોતે માહિતગાર થાય, અને પોતાની પ્રજાને પણ જાણીતી કરે એવી એક ચિઠ્ઠી લખી અમીરના હાથમાં મૂક. તે પછી **ભાનુમતીના** શયનાગારમાં આજેજ રાત્રે આ શબ મૂકી આવ. કાલ આખો દિવસ **મણીપુરમાંજ** રોકાઈ અમીરના મૃત્યુ સંબંધે શહેરમાં શી શી ચર્ચા ચાલે છે, તેની બરાબર બાતમી લઇ પાછો આવ. "

**ગુલાબસિંહની** આજ્ઞાનુસાર કાર્ય કરવા **વીરો** ચાલતો થયો. **સરયુ** પિતાની આજ્ઞા લઇ પુનઃ પેલું ફૂલ તોડી લાવી. પ્રેમી પિતાએ પુત્રીના અંબોડામાં એ વ્હાલથી ખોસ્યું. **સરયુ** હસી પડી.

# પુષ્પ:-૭ મું

## "મધ્યરાત્રિનો મહેમાન"



મધ્ય રાત્રિનો શુમાર થઇ ચૂક્યો હતો, તોપણ રાજકુંવરી **ભાનુમતીને** હજુ ઉંઘ આવતી ન હતી. રૂની નરમ પથારી આજે તેને કાંટા જેવી ખૂંચતી હતી. આંખો મળી જવા માટે તે આમથી તેમ પાસાં બદલતી હતી. પરન્તુ ચિન્તાની કૃપા હોવાથી નિદ્રાદેવી આજે દૂર બેઠાં હતાં. કારણ ? ચિન્તા અને નિદ્રા વચ્ચે સખીપણું હોઇ તેઓ એકમેકની આડે આવતાં ન હતાં.

જો કે **અમીરને** આવવાનો વખત ! અને વાયદો વીતી ગયો હતો, છતાં પણ પ્રત્યેક પળે તેને તે આવ્યાના ભણકારા વાગતા સંભળાતા હતા. આખરે તેણે ઉંઘ ન આવવાથી શય્યા ત્યાગી. ઓરડામાં આમ તેમ ફરવા લાગી. થોડે આઘે તેની પ્રિય સખી "પુષ્પા" નિદ્રાધીન થયેલી હતી. આ બધું જોતી જોતી તે અટારીએ આવી ઉભી. બારીએથી અંધારામાં તેણે નીચે જમીન ઉપર નજર નાખી. સર્મત્ર કાળાશ પથરાયલી હતી. તે બોલી...

"હજુ અમીર ન આવ્યો...નક્કી એનું અમંગળજ થયલું હોવું જોઇએ ! અફસોસ ! હવે ફૂલ........"

તે આગળ વિચાર કરે એટલામાં પોતાના મ્હેલ પ્રતિ કોઇ અશ્વના આવવાના પડઘા તેને કાને પડ્યા. તે લક્ષપૂર્વક જોવા લાગી. થોડીજ વારમાં એક ઘોડેસ્વાર ત્યાં આવી ઉભો. તેના ઘોડા ઉપર એક ભારી પોટલી મૂકેલી હતી. નીચે ઉતરતાંજ રાજસેવકે તેને પક્ડ્યો

'કોણ છે ? આવી ભયાનક રાતે આ કઇ ચીજ લઇને કયાં જાય છે ?"

તેણે શું કહ્યું, તે તો **ભાનુમતી** પૂરૂં ન સાંભળી શકી. પરન્તુ પોતાનું નામ તે આવનાર વ્યક્તિ સ્પષ્ટ અને જરા મ્હોટેથી બોલી, તે તેણે સાંભળ્યું. તપાસ કરવા અધીરી કુંવરી એકદમ નીચે ઉતરી. જે વખતે પ્રહરી સાથે પેલી અણજાણી વ્યક્તિ કંઇક છૂપી વાત કરી રહી હતી.

"**કેશરી** ! એ શું છે ?"

દરવાન રજપૂત **કેશરીસિંહ**, રાજકુંવરીને આવી પહોંચેલી જોતાંજ તરવાર નમાવી નમ્યો. બોલ્યોઃ કુંવરીબા ! આ કોઇ નવા આવનાર માણસ ઉપર વ્હેમ આવતાં હું એની તપાસ કરૂં છું."

" એ શું કહે છે ?"

" એ તમને મળવા માગે છે."

" મ્હને ?"

" હા !"

" ઠીક ! તું દરવાજા ઉપર જા ! હું એની સાથે વાત કરું છું. બોલાવું ત્યારે હાજર થજે."

શિર નમાવી કેશરીસિંહ ત્યાંથી ચાલતો થયો તેના ગયા પછી ભાનુમતીએ તે મધ્યરાત્રિના મહેમાનને પૂછ્યું:-

"તમે જેને મળવા માંગો છો, તેજ હું રાજકુંવરી ભાનુમતી છું. બોલો તમે કોણ છો ? અને શું સંદેશો લાવ્યા છો ?"

"રાજકુંવરી ! પ્હેલાં આ ચિટ્ઠી વાંચો ! અમીર સરદારસિંહે આ પોટલી અને ચિટ્ઠી આપને પ્હોંચાડવા મ્હને ફરમાવ્યું છે."

" અમીર કયાં છે ?"

" શત્રુના હાથમાં !"

" શું ?"

" ખરું કહું છું. પેલું પુષ્પ લેવા જતાં તેઓ પકડાયા છે."

" આ પોટલીમાં શું છે ?"

" સરોવરની સુન્દરી "

" અમીરે એ ત્હારી સાથે કેવી રીતે મોકલાવી ?"

અર્ધરસ્તેથી ઘોડેસ્વાર થતાં અમીરની સાથે હું થયો હતો. તેઓ મ્હને પોતાની સાથે પેલું દૈવી પુષ્પ લાવવા મદદે લઇ ગયા હતા. અમે બંને છેવટ આ છોકરીને હાથ કરવામાં ફાવ્યા, એક ચિટ્ઠી લખી આપી તેમણે મ્હને આ પોટલી આપને હાથોહાથ પહોંચાડવા ફરમાવ્યું.

એટલામાં દુશ્મનના માણુસો આવી લાગ્યા અમીર પકડાયા, અને હું શ્વાસભેર ઘોડો દોડાવતો આ છોકરીને લઇ અહીં આવી પહોચ્યો છું."

અમીરના સેવકને પોતાની પાછળ આવવાનું કહી ભાનુમતી કેશરીસિંહ પાસે પેલી પોટલી ઉંચકાવી શયનાગારમાં આવી. પોટલી પલંગ ઉપર મૂકી કેશરીસિંહ રાજકુંવરીની આજ્ઞાથી પાછો પોતાનો પહેરો સાચવવા ચાલ્યો ગયો.

તે પછી પેલી ચિટ્ઠી વાંચવા માટે ભાનુમતી દીવા પાસે ગઇ ચિઠ્ઠી વાંચી તેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

" રાજકુંવરી ભાનુમતી !

આ આવનાર માણુસ મ્હારો ખાસ વિશ્વાસુ છે. એની સાથે મોકલાવેલી ચીજ પૂરતા બંદોબસ્તમાં રાખજો. હું જલ્દી તમને આવી મળીશ. લી० અમીર સરદારસિંહ..

ચોળાયલી ચિઠ્ઠીના છેકાયલા આ અક્ષરો ઉકેલવામાં જ્યારે ભાનુમતી લાગી હતી, ત્યારે પેલો મધ્યરાત્રિનો પરોણો શું કરતો હતો ? તેણે સપાટાબંધ પોટલી છોડી નાખી. અંદરથી એક શબવત શરીર બ્હાર કાઢયું. રાજકુંવરીનાજ પલંગમાં તેને સુવડાવી ઉપર એક સુન્દર સ્ત્રીનું ચીર ઓઢાડી દીધું.

એટલામાં ભાનુમતી ચિટ્ઠી વાંચી પાછી ફરી. શું કરે છે?" તેણે પેલા અજાણ્યાને પૂછયું.

" માફ કરો ! રાજકુંવરી ! સરોવરની સુંદરી આપને સોંપી છે." તે શય્યા પ્રતિ આંગળી બતાવતાં બોલ્યો..."હવે મ્હને જવાની રજા આપો."

# યુવકરાજ

( વાંચો ) સચિત્ર " કળીતા ઝેરો " કી ૦-૧૦-૦



( વાંચો ) સચિત્ર " સ્નેહાદ્રિ " કી ૦-૧૦-૦

બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ.
રીચીરોડ-અમદાવાદ.

" કેમ ? "

" અમીરને છોડાવી લાવવા ? "

" પરન્તુ ઉભો રહે. પ્હેલાં પૂરતી ખાત્રી કરવા દે. "

રાજકુંવરી સરોવરની સુન્દરીનું મુખ જોવા તેની પાસે જવા એક પગલું ભરે, તે પ્હેલાં તો આવનાર અણજાણ્યાએ આગળ વધી તેને તેમ કરતાં અટકાવી.

રાજકુંવરી ! થોડી વાર થોભો ! પ્હેલાં મ્હારી સાથે જરા પેલા દીવા આગળ આવો. મ્હારે તમને કંઇક બતાવવું છે."

ભાનુમતી એ અજાણ્યા સાથે દીવા આગળ ગઇ. પેલા અજાણ્યાએ ગજવામાં હાથ ઘાલી એક કોરો કાગળ અને પેનસીલ કાઢયાં. ભાનુમતી જુએ એમ તેણે બે મોટા અક્ષરો તે ઉપર લખ્યાં. રાજકુંવરીની સ્હામે તે કાગળ ધર્યો..."વાંચો..."

રાજકુંવરીએ તે વાંચ્યું. વાંચતાંજ તેના મોઢાના ભાવ ફરી ગયા. તે મધ્યરાત્રિના મહેમાનના મોઢા સામું ટગર ડગર જોઇ રહી.

## પુષ્પઃ—૮ મું.

### " બનાવગીર."




રો !" આ બેજ અક્ષર ભાનુમતીએ વાંચ્યા. પોતાના શયનાગારમાં આટલી યુક્તિ અને હિંમત લઢાવી મધ્યરાત્રિએ બેધડક આવનાર વીરાના મુખ તરફ તે જોઇજ રહી.

" ચાલો હવે જઈશું ! કુમારી ! મળજો." વીરાએ વિનયપૂર્વક નમન કરતાં જવાને માટે એક પગલું ભર્યું.

" સબૂર ! દગાખોર ! એક રાજકુંવરીને બબ્બે વખત બનાવી તેનીજ આંખ આગળથી છટકી જવામાં હવે તું કદાપી ફાવનાર નથી."

" અરે કોઈ હાજર ?" ભાનુમતીએ બૂમ મારી...તેની બૂમથી દાસી પુષ્પા જાગી ઉઠી. પરંતુ ભાનુમતી કંઇ નવું જુનું કરે, તે પ્હેલાં તો આપણો ચાલાક વીરો તૈયાર થઇ ગયો. બળતા લેમ્પમાં એક ફૂંક મારી, તેણે ઓરડામાં અંધારૂં કરી દીધું. પોતાનો ન્હસવાનો માર્ગ સરળ થયો. ભાનુમતી આ અંધારામાં વીરાને કે પુષ્પાને શોધી ન શકી.

" પુષ્પા ! જલ્દી દીવો કર ! આપણી સાથે દગો રમાયો છે."

પુષ્પાએ ઝપાટાબંધ દીવો કર્યો. પરંતુ તે વખતે ત્યાં વીરો ન હતો. ભાનુમતીની આજ્ઞાથી પુષ્પા એકદમ નીચેના પહેરેગીર કેશરીસિંહને તેડી લાવી. તેને આવતાંની સાથેજ રાજકુંવરીએ પ્રશ્ન કર્યો. " કેશરીસિંહ ! પેલા હરામખોરને જતો તેં જોયો છે ?"

" કોણ ? તમે જેને સાથે લઇ ઉપર ગયા હતા તે ?"

" હા–હા–તેજ."

" તે તો હમણાજ મ્હને સલામ કરી પોતાના ઘોડા ઉપર બેસી ચાલ્યો ગયો."

"દોડો કેશરીસિંહ ! એ બદમાશને બનતી ઝડપે પકડી લાવો."

" જેવી આજ્ઞા."

કેશરીસિંહ તાબડતોબ રવાના થયો તેના ગયા પછી ભાનુ-મતી બોલી..." પુષ્પા!"

" કુંવરીબા ! "

" તું અત્યારે ને અત્યારે જઇ પિતાને તેડી લાવ."

પુષ્પા ગઇ. તે પછી ભાનુમતી પેલી સરોવરની સુન્દરી પાસે ડરતી ડરતી ગઇ. કંપતા હાથે તેણે ઓઢાડેલી લીલી ઓઢણી તેના માથા ઉપરથી દૂર કરી. દીપકના પ્રકાશમાં તે સૂતેલી વ્યક્તિનું મુખ જોતાંજ તે બે ડગલા દૂર હઠી ગઇ " ઓ મા! આ શું ? "

વાંચક ! રાજકુંવરી ભાનુમતી જે ભયંકર ચીજને જોઈ દૂર હઠી ગઈ હતી, તે પેલા અમીર સરદારસિંહનું શબ હતું.

તેના હાથમાં એક ચિઠ્ઠી હતી. તે લેવા ભાનુમતી નીચી વળી. અમીરના કાંડા ઉપર રક્ત રંગી ગુલાબના ફૂલનું નિશાન હતું. દીવાના અજવાળામાં ચિઠ્ઠીમાં લખેલી બે લીટીઓ ભાનુમતીએ વાંચી લીધી.

"દૈવી ફૂલ તોડવા જતાં અમીરની આ દશા થઇ છે. પ્રત્યેક ફૂલ મેળવવા મથનાર આ દાખલા ઉપરથી સમજે ! "

" બહારવટીઓ ગુલાબસિંહ

ભાનુમતીના હાથમાંથી ચિઠ્ઠી સરી ગઇ. તે જ્યાં ઉભી હતી, ત્યાંજ ચ્હોંટી ગઇ. અમીરના શબને તે મ્હોતનું કારણુ શોધવા ચારે બાજુથી તપાસી ચુકી. પરન્તુ નિરર્થક. અમીર કેવી રીતે મૃત્યુવશ થયો ? તે તે ન જાણી શકી.

એટલામાં મણીપુર નરેશ ભાનુચંદ ત્યાં આવી પહોંચ્યા. ભાનુમતીએ પિતાને ખાનગીમાં તમામ ઘટના કહી સંભળાવી.

પુષ્પા તથા કેશરીને આ વિષયમાં એક પણ અક્ષર મુખ બહાર ન ઉચ્ચારવા સખ્ત ધમકી આપવામાં આવી હતી.

જ્યારે ભાનુચંદ્રે લૂટારનું આ સાહસ અને પરાક્રમ પુત્રીને મુખે સાંભળ્યું, ત્યારે તેને લાગ્યું...કે ગમે તેવો પણ આ યુક્તિબાજ બનાવટીર સાહસીક અને શૂરો છે, એ તો નિઃસંશય! અમીરનું શબ તથા ચિઠ્ઠી તેણે ધ્યાન પૂર્વક અવલોકયા. કેટલીવાર પછી તે બોલ્યો...

" ભાનુ ! અમીરનુ મૃત્યુ શાથી થયું તે તેં જાણ્યું ? "

" ના ! "

" જો...આનાથી..."

ભાનુચંદ્રે ભાનુમતીને પેલા ગુલાબના ફૂલ પાસે એક લોહીનો ડાઘ અને દાંત વાગવાનું ચિહ્ન બતાવ્યું. તે મોટેથી બોલ્યા..

" અમીરનું મ્હોત બારવટીઆથી નહિ પરંતુ કોઈ વિલક્ષણ રીતેજ થયું છે."

"એટલે?"

"અમીરના શરીરની લીલાશ અને આ ડાઘ જોતાં મને તો એમ લાગે છે, કે અમીરને સર્પદંશ થયો છે."

" હવે બચે એમ છે ?"

" નહિ. દંશ પ્રાણઘાતક નીવડયો છે. અમીર આ દુનિયા છોડી ગયો છે."

# પુષ્પઃ–૯ મું

## " ભયંકર સમાચાર "



આજે રાજકુંવરી ભાનુમતીના મ્હેલ આગળ હજારો નગરવાસીઓની ભીડ જામી હતી. રાજા ભાનુચંદ્ર શું કહે છે ? તે જાણવા સર્વ કોઈ આતુર હતાં. એવામાં નીચેના ચોગાનમાં રાજસેવકો એક પુરૂષના શબને ઉપાડી લાવ્યા. પ્રત્યેક મનુષ્યની નજર તેની ઉપર સારી રીતે પડી શકે તેવી ઉંચી જગ્યાએ તેને સંભાળપૂર્વક ગોઠવવામાં આવ્યું. તે પછી મહારાજા ભાનુચંદ્રની સવારી ત્યાં આવી પહોંચી. તેમને જમણે હાથે પુષ્પાનો હાથ પકડી રાજકુંવરી ભાનુમતી મંદ મંદ પગલાં ભરી રહી હતી. પ્રધાનની આજ્ઞાથી સેવકોએ પ્રજાજનને શાન્ત થવા સૂચના કરી. હાહાકાર તજી, સર્વ રાજા શું કહે છે ? તે સાંભળવા અધીરાં થયાં. વયોવૃદ્ધ રાજાએ બોલવું શરૂ કર્યું,

" વફાદાર સરદારો ! નિમકહલાલ રાજ્યસેવકો ! તથા મણીપુરના હિતેચ્છુ પ્રજાજનો...

આજે એક ભયંકર સમાચાર સભળાવવા તમને સઘળાને અહીં એકત્ર કરવામાં આવેલ છે. એ સમાચાર આનન્દના નહિ પરન્તુ શોકના છે. પેલી હજારો વર્ષ પરની લોકવાયકા આજે પણ ઘેર ઘેર રસભરી રીતે ચર્ચાતી સુરોવરની સુન્દરી ( પ્હેલાં યક્ષકન્યા હતી.) અને ગુલાબના ફૂલને વિષે તમે સર્વે થોડું ઘણું સાંભળ્યું હશે. આજે તેનેજ વિષે કંઇક વધુ માહિતી મળી આવી છે.

રાજકુંવરી **ભાનુમતીના** એ ફૂલ મેળવવાના આગ્રહે તથા તેનીજ સાથે લગ્ન કરવાની લાલચે અનેક જવાંમર્દોનુ ધ્યાન એ ફૂલ મેળવવા દોરાયું હતું. જેમાંના એક આપણા નગરના સુવિખ્યાત અમીર **સરદારસિંહ** પણ હતા. તપાસ કરતાં તેમને અંતે એ માલમ પડયું. કે **સરોવરની સુન્દરી** ! અને ગુલાબનું ફૂલ ! એ વાત કેવળ કલ્પનાના ગપ્પાંજ નહિ, પણ સર્વથા સત્ય અને હયાતી ભોગવે છે. આપણાંજ નગરથી થોડે દૂર એક અરણ્યમાં એક છૂપો રસ્તો આવેલો છે. જેમાંથી એ યક્ષભુવનમાં જઇ શકાય છે. અંદરજ પાસેજ એક **સ્નેહ-સરોવર** આવેલું છે. તેમાં એક પ્રખ્યાત અને બળવાન લૂટારૂ આજ ઘણા વર્ષથી વાસ કરે છે. જો એમની શોધ સાચી હોય તો એમનાજ જબ્દોમાં એમ માલમ પડે છે કે...એ શૂરવીર બ્હારવટીઆને એક મનોહર પુત્રીરત્ન છે. જે **સરોવરની સુન્દરીને** નામે આજે ઓળખાય છે. કે'વી રીતે ! એ તો પ્રભુને માલમ ! પરન્તુ અમીરના અથાક પ્રયત્ને એ **સરોવરની સુન્દરી** થોડા સમયને માટે અમીરના પંજામાં સપડાઇ હતી. પરન્તુ બળવાન લૂટારૂ અમીરની પત્ની **શાન્તા** અને સેવક **સુલતાનનું** ખુન કરી એને પાછો ઉપાડી ગયો છે, **સરદારસિંહે** એ દિવ્ય ગુલાબનું ફુલ એ છોકરીને અંબોડે નજરો. નજર જોયું હતું.

અંતે **સરોવરની સુન્દરી** અને એ ફૂલને ફરી હસ્તગત કરવા તથા બબ્બે ખુનોનો ભયંકર બદલો લેવા દૃઢ નિશ્ચય અને ભીષણ પ્રતિજ્ઞા કરી કાલે અમીર પોતાનું મકાન છોડી ગયા હતા. તે પછી મધ્યરાત્રિને શુમારેકોઇએક દગાખોર બદમાશ મ્હારીપુત્રી **ભાનુમતીના** શયનાગારમાં એજ અમીરનું શબ મૂકી ગયો છે. મ્હારા ધારવા પ્રમાણે

એ કૃત્ય પણ બ્હારવટીઆનાજ કોઈક સેવકનું હોવું જોઇએ. અમારના શબને ભાનુમતીના મ્હેલમાં મૂકી જવામાં દુશ્મનનો ગૂઢ ઉદ્દેશ એ કુલને માટે પ્રયત્ન કરનારાંઓને બ્હીક આપવા સિવાય બીજો કશો નથી.

પરન્તુ એથી પણ આશ્ચર્યની વાત તો એ છે, કે અમીરના શરીર ઉપર કોઇ પણ પ્રકારના ઘા કે હુમલાનું ચિહ્ન નથી. છતાં તેમનું મૃત્યુ નિપજ્યું છે. આપ બારીકીથી તપાસશો તો તેમના જમણા હાથના કાંડા ઉપર એક સૂક્ષ્મ ગુલાબના ફૂલનું દૈવી નિશાન અને લાલ સર્પદંશ એ બે ચિહ્નો સ્પષ્ટ દેખાય છે. પરન્તુ મૃત્યુ કેવી રીતે અને ક્યાં થયું ? તેનો કશો પત્તો નથી. કેશરીસિંહ પણ એ શબ મૂકી જનાર અણજાણ્યાની પૂઠે પડ્યો હતો. પરન્તુ પરિણામમાં શૂન્યજ આવ્યું છે.''

ભાનુમતીને વીરાએ કેદ કરી, તથા બનાવી, એ અંગત કેટલીક વાત રાજાએ છૂપાવી બાકીનો ઇતિહાસ પ્રજાજનો સમક્ષ કહી સંભળાવ્યો. હજારો લોકોએ અમીરના જમણા હાથ ઉપરનું ગુલાબના ફૂલનું ચિહ્ન તપાસી જોયું. પરન્તુ કોઇ માડીજાયો વીર ખૂનીને પકડી લાવવાનું બીડું ઝડપવા તૈયાર ન થયો.

એક પછી એક પ્રજાજનો વિધવિધ વાત કરતાં વેરાવા લાગ્યાં. ભાનુમતી નિરાશ મુખે આ બધું જોઇજ રહી. પણ એટલામાં લોકોની ભીડ ભેદી ત્યાં એક યુવાન ધસી આવ્યો. શબને કેટલીક વાર તપાસી જોયા પછી તે બોલ્યો.

"રાજન્ ! ઓળખો છો કે ?"

"નહિ !"

" હું રજપુતનો પ્રખ્યાત ડિટેકટીવ ભાનુ."

" શું તમે ભાનુપ્રસાદ ?"

" જી...હા...હું પણ એ ફૂલ મેળવવા ઇચ્છું છું. અમીરની જગ્યા મ્હને સોંપો ! ફૂલ અને ખુનીને હું હાજર કરીશ."

" તો ભાનુપ્રસાદ ! શર્ત મુજબ મ્હારી પુત્રીનો હાથ પણ જરૂર તમારા હાથમાં ધરીશ."

તે પછી કેટલીક ખાનગી વાતો ડિટેકટીવ ભાનુ અને રાજકું• વરી વચ્ચે થઇ. રાજાજ્ઞાથી એક અનુચર ડિટેકટીવ ભાનુને અમીરનું મકાન બતાવવા આગળ ચાલ્યો. ભાનુમતી પણ પિતાની રજા લઇ તેની સાથે ચાલી. ગુલાબસિંહની સ્હામા ડીટેકટીવ ભાનુએ બાથ ભીડી. ભાનુમતીએ આ " ભાન"ની ચાલાકી વિષે બહુબહુ સાંભળ્યું હતું. તેને વિશ્વાસ બેઠો...કે કદાચ એ કામ પાર પાડે !"

ભાનુમતી અને ડિટેકટીવ બંને વાતો કરતાં કરતાં સેવક સાથે અમીરના મકાને આવી પહોંચ્યા.ત્યાં બારણામાંજ એક દાસી ઉભેલી હતી.

" આ કોણ ?" ભાનુએ ભાનુમતીને પૂછયું.

" હું નથી ઓળખતી ! છતાં ઉભા રહો પૂછી જોઇએ." ભાનુમતીએ એ યુવતિને પાસે બોલાવી પૂછયું.

" તું કોણ છે ?"

" શાન્તાની દાસી."

" તારૂં નામ ?"

" વનબાળા."

" અહીં શું કરે છે ?"

"અમીર સાહેબે પોતાના ઘણાખરા દાસદાસી-
દીધી છે. પરન્તુ કુમારી ! હું બહુજ ગરીબ છું. મ્હારે ક
સ્થાન નથી. એટલે એમની આજ્ઞા વિરૂદ્ધ અહીં પડી પડી
કરી રહી છું,"

રાજકુંવરીની સાથે સેવક કેશરીસિંહ આવેલો હતો, તેણે પણ વનબાળાને માટે ઓળખાણ આપી. કેશરીસિંહના કહેવાથી ભાનુને વનબાળા ઉપર વિશ્વાસ બેઠો. દયા આવવાથી તે બોલ્યો.

"એમ છે ? વારૂં વનબાળા ! ત્યારે ત્હારે કયાંય જવાની જરૂર નથી, તું અહીંજ રે'જે. અમીર હવે અહીં પાછા કદાપી આવનાર નથી. હવેથી તું મ્હારીજ તહેનાતમાં રહેજે."

"આપનો ઉપકાર !"

ડિટેકટીવ ભાનુ તે પછી ભાનુમતી તરફ ફરીને બોલ્યો. "રાજકુંવરી ! આ ફૂલનો પત્તો મેળવવા મ્હારે એક ચાલાક રમણીની જરૂર હતી. હું ધારૂં છું કે આ વનબાળા એ કામ બરાબર સારી રીતે કરશે,"

"જરૂર ! પાછી ફરી, તેને માટે હું ખાત્રી આપું છું. સાહેબ !" કેશરીસિંહ બોલ્યો.

આ પછી કેશરીસિંહ તથા ભાનુમતી ડિટેકટીવની રજા લઈ પોતાને મ્હેલે પાછા ફર્યાં જ્યારે બીજી બાજુ વનબાળાને એકાન્તમાં લઈ જઇ ડિટેકટીવ કે'વા લાગ્યો, "વનબાળા ! જો હું ત્હને કોઇ ખાસ કામ સોંપવા માગું છું. બોલ ! તું તે કરશે ?"

"જરૂર !"

..મજે, કે જો જરા પણ દગો માલમ પડશે, તો તેજ ..રા પીસ્તોલ ત્હારી છાતી વીંધી નાખશે."

"શાન્તાબ્હેનની હું ખાસ વિશ્વાસુ દાસી છું. તમને તો શું ..બર ? બાકી અમીરનાં કેટલાંએ ભયંકર કામો મ્હેંજ કર્યાં છે..."

"તે શું?"

"**સરોવરની સુંદરી** વિષે કેટલીક ખાસ વાતો ને બાતમીઓ મ્હને માલમ છે. અમીર પણ મ્હારીજ સલાહ લેતા હતા."

**ડિટેકટીવ ભાનુએ** ધાર્યું કે આ દાસી જો પોતાની વિશ્વાસપાત્ર થાય તો આગળ ઉપર ઘણીજ કામ લાગશે, એ ઇરાદાથી તે બોલ્યો, "તું શું જાણે છે ? તે મ્હને કહીશ ?"

"હમણા નહિ. પરન્તું હા ! જો તમે મને છૂટથી અહીંયા હરવા ફરવાની રજા આપો ! તો તમને કેટલીક વિચિત્ર બાતમીઓ આણી આપું."

"વારૂં ! હું એ વાત કબૂલ કરૂં છું. પછી કંઇ છે ?"

"હા !"

"શું ?

"મ્હારી મદદથી તમે જ્યારે એ ફૂલ મેળવી રાજકુંવરીને પરણો ! ત્યારે પણ મ્હને ન ભૂલી જવી."

"ગાંડી ! એમ તે બને ? લે...આ...વચન..."

**ડિટેકટીવ ભાનુએ વનબાળાના** હાથમાં વચન દેતાં તેને પોતાની પાસે ખેંચી ગાલ ઉપર એક મીઠુ ચુંબન ભરી લીધું.

**વનબાળા** તુરતજ હાથો છટકાવી ત્યાંથી વિદાય થઇ ગઇ. તે પછી **ડિટેકટીવ ભાનુ** પણ પોતાના કાર્યને માટે પ્રપંચના પાટીઆ ગોઠવવાં વિચાર કરવા લાગ્યો.

વનબાળાના સૌન્દર્યમાં ડિટેકટીવ ભાનુ અંજાયો હતો. તેના નયનબાણોનો તે ભોગ થયો હતો. ને "પોતાનું કામનું કામ થશે, અને કામચલાઉ પત્ની તરીકે પણ કામ લાગશે !" એવા દુષ્ટ ઉદ્દેશપૂર્વક તેણે વનબાળાને આશ્રય આપ્યો હતો.

બીજેજ દિવસે અમીરના મકાન ઉપર એક કાળુ પાટીયુ લટકાવેલું દેખાતું હતું. તેમાં લખેલું હતું કેઃ—

" ડિટેકટીવ ભાનુપ્રસાદ."

"રાજપુર."

# પુષ્પઃ—૧૦ મું.

## " રાજકુંવરીનું હરણ,"




રા ! શું આ બધું સાચુંજ કહે છે ?"

" પ્રભુ ! કોઇ દિવસ નહિ ને આમ આજેજ અવિશ્વાસ શા માટે ?"

" નહિ ! નહિ ! તું વીર છે ! ધારે એ કરી શકે એમ છે. કહે વારૂં પછી શું થયું ?"

" જ્યારે બીજે દિવસે મણીપુર નરેશે પ્રજાજનોની ગંજાવર મેદીની વચ્ચે આ બધી વાત કહી બતાવી, ત્યારે હું ત્યાં હાજર હતો, રાજપૂરના પ્રખ્યાત ડિટેકટીવ ભાનુપ્રસાદે આપને પકડી કૂલ મેળવી આપવાનું બીડું ઝડપ્યું છે."

" એમ !"

" હા !" અને તે ઉપરાત કોઈ વનબાળા નામની યુવતી પણ તેની મદદમાં છે."

ગુલાબસિંહના છુપા મકાનમાં વીરો આ તમામ વાત પોતાના માલીકને કહી રહ્યો હતો. પોતે ભાનુમતીના શયનાગારમાં કેવી રીતે અમીરનું શબ મૂકી આવ્યો ? ત્યાંથી માંડીને બીજા દિવસની તમામ બાતમી તેણે જાણી લીધી હતી. ડિટેક્ટીવ ભાનુ જ્યારે ભીડ ભેદી ભાનુમતીને જઇ મળ્યો હતો, ત્યારે પણ છુપા વેશમાં વીરો પ્રજાજનોના ટોળામાંજ હતો.

" ત્યારે હવે શું વિચાર છે ?" ગુલાબસિંહે વીરાની સલાહ પૂછી. "

" જો મ્હારીજ ઇચ્છા જાણવા માગતા હો, તો આ તમામ આફતનું મૂળીઉં રાજકુંવરી ભાનુમતી છે. અને તેનેજ ઉપાડી લાવવી"

" અને પછી ? "

" હમેશને માટે આપણા આ ગુપ્ત આવાસમાં કેદ કરવી."

" એ તો અન્યાયનું પગલું."

" તો બીજો ઉપાયજ નથી. જ્યાં સુધી ભાનુમતી છે, ત્યાં સુધી તેના હાથની ઉમેદવારીમાં આપણા હજારો દુસ્મનો દરરોજ વધતાં જશે. અને એ ભાનુમતીને પકડીશું. તો ડિ. ભાનુ બીજું બધું છોડી તેનેજ શોધવા આપણી પૂંઠ પકડશે. અને આમ સહેલાઇથી આપણે ડિટેક્ટીવને આપણા હાથમાં ફસાવી શકીશું."

" વાહ ! તું હવે વિશ્રાન્તિ લે ! સરયુની બરાબર સંભાળ રાખજે. હું જાઉં છું."

"ક્યાં ?"

"ભાનુમતીના મ્હેલમાં."

"હું આવું ?"

"ના ! સરયુ એકલી છે. માટે તું અહીંજ રહે ! હું એકલોજ એ માટે બસ છું."

વીરાને સરયુની સંભાળ રાખવાનું કહી બહાદુર બહારવટીઓ શસ્ત્રથી સજ્જ થઇ ખરી બપોરી વખતે બ્હાર પડયો.

પરન્તુ વીરાને પોતાનો સ્વામી ધોળે દિવસે એકલો મહેલમાં જઇ રાજકુંવરીને હરી લાવે એ બહુજ જોખમ અને ભયભરેલું જણાયું. ગુલાબસિંહની ના છતાં તે નિદ્રાધીન સરયુને એકલીજ છોડી... પોતાના માલીકની મદદે દોડયો.

*    *    *    *

રાજકુંવરી ભાનુમતી ભોજનાદિથી પરવારી મધ્યાન્હકાળ હોવાથી પથારીમાં આડી પડેલી હતી. પાસેજ દાસી પુષ્પા તેને પંખા વડે પવન નાખી રહી હતી. ભાનુમતીની આંખ મીંચાઈ ચૂકી હતી. એટલામાં રાજમ્હેલની નીચે એક પ્રૌઢ સન્યાસી સંગીતધારા છોડી રહ્યો હતો. રસ્તે જતા આવતા લોકોનું એક મોટું ટોળું તેની આસપાસ એકઠું થયું હતું.

—:સંગીત:—

એ દિનના મહેમાન......
બધાંએ બે દિનના મહેમાન.
મોડાં વ્હેલાં પણ સર્વેને...સુવાનું છે સ્મશાન...બધાંએ.

—:સાખી:—

સત્તા અને આ સાહ્યબી બે દીનની સમજો તમે,
અધિકારના અભિમાનમાં સમજી જરા રમજો તમે.
ધનવાન ! ધનભંડાર જોઇને જરી ફૂલો નહિ,
સઘળાં પ્રભુના બાળ છે સિદ્ધાંત એ ભૂલો નહિ.
સત્તાધીશ ! શ્રીમાન તજી દયો...સત્તા ! ધન અભિમાન...બધાંએ.

—:સાખી:—

તે છે અમીર ! ગરીબના દુખની દયા જે ખાય છે,
તે રાજ્ય છે જ્યાં સર્વ માટે એક ! નિર્મળ ન્યાય છે.
વૈભવ વિલાસોમાં છકી જઈ છેક હા ! ફૂલો નહિ.
ચઢતી પછી પડતી તણો અવિચળ નિયમ ભૂલો નહિ.
કોને માલમ ! ક્યારે ઉતરી...જાય...બધું અભિમાન...

બધામાં એકજ સરખો પ્રાણ.................બધાંએ...

સંન્યાસી વારંવાર એક પછી એક લીટીઓ ફરી ફરી આલાપ મારી મ્હાડી સૂરે લલકારી રહ્યો હતો. રાજકુંવરીની મીંચાયલી આંખો એ નાદે એકાએક ખૂલી "પુષ્પા !"

"કેમ ?"

"આ કોણ ગાય છે ?"

પુષ્પાએ ઝરૂખામાંથી જોયું. તે પાછી આવી...બોલી,

"બ્હેન ! કોઇ એ સંન્યાસી ગાય છે."

"કેવું મધુર ગાય છે ? પુષ્પા જા. એને બોલાવી લાવ."

પુષ્પા રાજકુંવરીની આજ્ઞાનુસાર નીચે આવી. પેલા સંન્યાસીને તેણે

કહ્યું, "યોગીરાજ ! મ્હારાં કુંવરીબા આપના સંગીતે આકર્ષાયાં. છે. તો જરા ઉપર આવશો ?"

એક પણ અક્ષરના ઉચ્ચાર કે આનાકાની સિવાય તે સંન્યાસી પુષ્પા સાથે ઉપર આવ્યો. રાજકુંવરી શરમાતી શરમાતી ઉઠી. આસન આપતાં બોલી.

"પધારો યોગીરાજ."

સંન્યાસી બેઠા. તે પછી રાજકુંવરી તેમની બરાબર સ્હામે બેઠી સંન્યાસીને પોતાની તરફ ટીકી ટીકીને જોઇ રહેલો જોતાંજ **ભાનુમતી** બોલી. "સંન્યાસી મહારાજ ! આપ કયારના મ્હારી સ્હામે શું જોઇ રહ્યા છો ?"

"એ હું પછી કહીશ ! વારૂં ! જો આપને કોઇ પણ જાતની અડચણ ન હોય તો જરા તમારો હાથ મ્હને જોવા દેશો ?"

**ભાનુમતીએ** પોતાનો નાજુક હાથ યોગીના હાથમાં સંકોચાતા આપ્યો. પવિત્ર સંન્યાસી એને સ્પર્શતાં સ્હેજ કંપ્યો થોડીવાર તે જોયા પછી બોલ્યો.

"આ કોણ છે ?"

"એ મારી દાસી છે."

"એને જરા બહાર જવાનું કહો મ્હારે તમને કંઇક છૂપું ભવિષ્ય કે'વું છે." યોગીરાજ બોલ્યા.

રાજકુમારીએ દાસી પુષ્પાને સાન કરતાંજ તે બહાર ચાલી ગઈ. તેના ગયા પછી સંન્યાસી બોલ્યા.

"રાજકુંવરી ! બ્હીશો નહી ! તમારા ગ્રહ બહુ ભારી છે. આજેજ તમને કોઈ ઉપાડી જનાર છે."

"મ્હને ?" રાજકુંવરી કિંચિત્ ચમકી ઉઠી.

" હા ! અને તે પણ અત્યારે ! થોડીજ વારમાં."

" તેનું નામ ?"

"બ્હારવટીઓ ગુલાબસિંહ "

રાજકુંવરી તેનું નામ સાંભળતાંજ ઉભી થઇ ગઇ. સંન્યાસીના મોઢા સ્હામું તે ટગર ટગર જોઈ રહી. સંન્યાસી આગળ બોલ્યા.

"રાજકુંવરી ! છતાં બચવાનો એક ઉપાય મ્હારી પાસે છે."

" તો બતાવો ? શું છે ?"

" મ્હારા કહ્યા પ્રમાણે કરો. તમારી દાસીને બોલાવો."

રાજકુંવરીએ પુષ્પાને હાંક મારી. પુષ્પા ત્યાં આવી પહોંચી તે પછી સંન્યાસી બોલ્યા "આ તમારી દાસીને તમારા જેવોજ પોશાક પ્હેરાવી બીજી ભાનુમતી બનાવો. તમારા બંનેની સુવાની જગ્યા બદલી નાખો. લૂટારૂ તમારે બદલે તમારી દાસીને લઇ જશે "

" પણ કદાચ એમ ન બન્યું તો ?"

"અત્યારે એવી એવી શંકાઓ કરી વ્યર્થ વખત વિતાડવાનો સમય નથી. હું કહું છું એમ કરો."

સંન્યાસીના વચન ઉપર શ્રદ્ધા રાખી રાજકુંવરીએ પુષ્પાને પોતાનો પોશાક આપતાં કહ્યું. "પુષ્પા ! જા...ત્હારા ખંડમાં જઇ આ વસ્ત્ર પરિધાન કર. થોડી વારને માટે તુંપે રાજકુંવરી બની મ્હાલી લે."

પુષ્પા હસતી હસતી મૂલ્યવાન પોશાક લઇ રાજકુંવરીનો શયનખંડ છોડી ગઇ. તે પછી સંન્યાસી બોલ્યા.

" રાજબાળા ! તમે જાતે કોઇ દિવસ એ ગુલાબસિંહને જોયો છે ?"

" ના ! પરન્તુ મ્હેં તેને બહુ બહુ સાંભળ્યું છે. "

" હશે ! તમારે તેને જોવા છે ? "

" હા ! "

" તમે તેને માટે શું ધારો છો ? "

" બ્હારવટીઆને માટે બીજું શું ધારવાનું હોય ? "

" એજ કે તે બીજાની માફક બાયલો, નીચ. અને દગાખોર નથી, પરન્તુ વીર, પવિત્ર અને સ્હામી છાતીએ ઘા કરનાર છે. "

રાજકુંવરીને સન્યાસીના આ શબ્દોથી કંઇક વ્હેમ પડયો. એ વાર આબાદ બનેલી ભાનુમતીને હવે ભાન થયું કે આ સંન્યાસીજ એ બ્હારવટીઓ જાતે કાં ન હોય ? અને હતું પણ એમજ, સંન્યાસીએ એકાએક પોતાની ભગવી કફની દૂર ફેંકી દીધી. બનાવટી જટાને માથેથી ઉતારી નાખી, પીર–વેશમાં સજ્જ શૂરવીર ગુલાબસિંહ બોલ્યો, "રાજકુંવરી ! માફ કરજો ! કોઇ પણ જાતની શંકા વિના મ્હારી સાથે ચાલો ! જે ફૂલને માટે તમે આટઆટલો પરિશ્રમ ઉઠાવી રહ્યા છો, તે ફૂલ હું તમને બતાવવાની પ્રતિજ્ઞા કરૂં છું."

પરન્તુ રાજકુંવરી તો ગુલાબસિંહને જોતાંજ ગભરાઇ ગઇ. તેના મુખમાંથી અણધારી ચીસ નીકળી ગઇ. છલંગ મારી બ્હારવટીઓ કૂદ્યો. કોઈક વન ઔષધથી ભાનુમતીને તેણે બેભાન બનાવી દીધી. કમરે બાંધેલું દોરડું તેણે છોડયું. રાજકુંવરીને ખભે નાખી, દોરડું ઝરૂખા સાથે બાંધી, તેના લટકતા છેડા ઉપરથી તે સડસડાટ નીચે ઉતરી ગયો.

પોતાના અશ્વની પાસે એક અણજાણી રમણીને ઉભેલી જોઇ ગુલાબસિંહ ચોંકયો. એક હાથે ગજવામાંથી ભરેલી પિસ્તોલ ખેંચી કાઢી તે બોલ્યો..."કોણ છે ? "

" મદદગાર ! "

" નામ ?"

" વનમાળા ! "

" ડિટેકટીવ ભાનુપ્રસાદની મદદનીશ ?"?

" જે સમજો તે ! જલ્દી ન્હાસો ! ડિટેકટીવ એ...આવે."

બ્હારવટીઆ ગુલાબસિંહને ચેતાવી વનમાળા નાઠી. ભાનુમતીને ઘોડા ઉપર નાખી જેવો ગુલાબસિંહ બેસવા ગયો, તેવોજ ડિટેકટીવ ભાનુની પિસ્તોલનો બ્હાર થયો. અવાજથી ભડકીને ગુલાબસિંહનો ઘોડો બેશુદ્ધ ભાનુમતીને લઇ નાઠો.

કોઈ પણ ઉપાય ન જણાવાથી બ્હારવટીઓ ફરી પાછો દોરડા દ્વારા સડસડાટ ઉપર ચઢી ગયો. એટલામાં ડિટેકટીવ ભાનુપ્રસાદ પણ તેની પૂંઠે આવી લાગ્યો. બારીમાંથીજ ભાનુએ ગુલાબસિંહ ઉપર પિસ્તોલનો બાર કર્યો; બીજીજ પળે ચતુર બ્હારવટીઓ જમીનદોસ્ત થવાનો ઢોંગ કરી રાજકુંવરીના શયનખંડમાં પડયો.

* * * * * * * *

મધ્યાહ્ન સમયે જ્યારે ડિટેકટીવ ભાનુ અમીરના મકાનમાં જમી કરી સીગારેટના ધુમાડા કાઢી રહ્યો હતો, ત્યારે એકાએક ત્યાં વનમાળા આવી પ્હોંચી;

" કેમ ? વનમાળા ! શું ખબર ? "

" જલ્દી જાવ. ગુલાબસિંહ અત્યારે રાજકુંરીનું હરણ કરવા મ્હેલમાં જનાર છે. "

ડિટેકટીવ ભાનુ, તેને બીજી કંઇ વધુ પુછપરછ કરે, તે પ્હેલાં તો વનમાળા ત્યાંથી અલોપ થઇ ગઈ, ભાનુ પણ સત્વર તૈયાર થઈ

રાજકુંવરીને મ્હેલે આવવા નીકળ્યો. દુરથી તેની નજર ન્હાસતા ગુલાબસિંહ અને ઘોડા ઉપર પડી. તેણે પિસ્તોલનો બ્હાર કર્યો. પરન્તુ ગુલાબસિંહનો ઘોડો ભાનુમતીને પોતાની પીઠ પર લઈ નાઠો હતો, એ ડિટેકટીવ જોઇ ન શક્યો.

છેવટે ગુલાબસિંહની પુંઠે રાજકુંવરીના શયનાગારમાં ભાનુએ જઇ પિસ્તોલનો બ્હાર કર્યો. એક બહાદુર બ્હારવટીઆને પકડવા બદલ પોતાને ધન્ય માનતો અને હરખાતો ભાનુ પિસ્તોલને કમરપટામાં મૂકી ઘાયલ ગુલાબસિંહને જોવા નીચો વળ્યો. તેજ વખતે ગુલાબસિંહે તેને ગરદનમાંથી ઝાલ્યો. બાથમબાથ શરૂ થઈ. ભાનુને નીચે નાખી ગુલાબસિંહ તેની ઉપર ચઢી બેઠો. પરન્તુ આ પવિત્ર અને દયાળુ હૃદયના ગુલાબસિંહને તેની દયા આવી. હાથમાં આવેલા શિકારનો તે ધારતે ! તો આજ વખતે અંત આણી શકતે ! છતાં તેણે તેમ ન કર્યું.

"જા ! જવા દઉં છું. પરન્તુ જીવે ત્યાં સુધી આ ગુલાબસિંહને સંભારજે."

આમ કે તો બહાદુર બ્હારવટીઓ પુનઃ એકવાર પોતાના શિકાર (ભાનુમતી)ને લઇને ન્હાસેલા ઘોડાને પકડવા દોરડા વાટે નીચે ઉતરીઆવ્યો, તેની અત્યંત અજાયબીની અંદર ત્યાં પુનઃ પેલી રમણી ઉભેલી હતી. અને તે વનબાળા !

" સરદાર ! એક પણ શબ્દ બોલ્યા વિના સત્વર અહીંથી ઉપડી જાવ. અહીંથી બરાબર સો કદમ પર ઉત્તર દિશામાં એક પીપળાના ઝાડ સાથે તમારો ઘોડો બાંધેલો છે."

વીજળીની પેઠે ચમકાવનારાં શબ્દો બોલી વનબાળા એકદમ ત્યાંથી ચાલી ગઈ. તેના આ વિચિત્ર વર્તનથી નવાઇ પામતો બ્હા-

રવટીઓ ઉત્તર દિશામાં ઉપડયો ખરેખર ! ત્યાં વનબાળાના કથન અનુસાર પોતાનો અશ્વ તેણે પીપળાના ઝાડ સાથે બાંધેલો જોયો. બેશુદ્ધ ભાનુમતી પણ જેમની તેમ ઘોડા ઉપરજ હતી. જરા પણ વિચાર કર્યાં વિના ગુલાબસિંહે ઘોડાને એડી મારી મૂકી નિમકહલાલ અશ્વ પોતાના માલીકની મનની મુરાદ સમજી પવનવેગે દોડયો.

જ્યારે બીજી બાજુ બહારવટીઆથી મ્હાત થએલો ભાનુ માથુ ખંજવાળતો ઊભો થયો. વસ્ત્રો ઠીકઠીક કરી તે જેવો ઓરડાના બારણામાં પગ મૂકવા જાયછે.તેવીજતેણે ભાનુમતીને સ્હામેથીઆવતીજોઇ.

"કોણ? રાજકુંવરી?" ડિટેકટીવ બોલી ઉઠયો.

પરન્તુ અફસોસ ! જ્યારે એ ભાનુમતી શયનખંડમાં આવી, ત્યારેજ ડિટેકટીવ સાહેબને માલમ પડયું કે. એ તો વેશધારી "પુષ્પા" છે,

"પુષ્પા ! આ શું ? રાજકુંવરી કયાં છે ?"

પુષ્પાએ સંન્યાસીથી માંડીને તમામ જાણીતો ઇતિહાસ ડિટેકટીવને કહી દીધો. સઘળું સાંભળ્યા પછી ડિટેકટીવ બોલ્યો."પુષ્પા ? ખરી રાજકુંવરીનું હરણ થયું છે."

" શું ? "

પુષ્પા બૂમ પાડવા જતી હતી, તેને મોઢે હાથ દાબી તેમ કરતાં અટકાવતો ભાનુ બોલ્યો..."ખબરદાર ! આપણે પણ હવે સમય વિચારીને કામ લેવાનું છે. જો રાજકુંવરીનુ હરણ થયું છે, એ વાત બ્હાર પડશે, તો લોકોમાં મોટો ખળભળાટ મચી જશે. તેમજ રાજા ગુસ્સે થઇ તને અને મને બંનેને આપણી નાલાયકી માટે ધિક્કાર આપશે કારણ આપણા છતાં ધોળે દિવસે એ હરામખોર કુંવરીને ઉપાડી ગયો છે."

" તો હવે શું કરવું ?"

" એજ કેઃ—હાલ તરતને માટે તો જ્યાં સુધી હું **ભાનુમતીને** લઇ પાછો ન આવું, ત્યાં સુધી ત્હારેજ એની જગ્યા સાચવી લેવી. બનતા પ્રયત્ને રાજકુંવરીનાજ પહેરવેશની નકલ કરી તમામને ઠગવાં."

" અને પકડાઇ ગઇ તો ?"

" તો મ્હારૂં નામ દેજે ! કે **ભાનુપ્રસાદે** એમ કરવા કહ્યું હતું ! પછી કંઇ છે ?"

" બહુ સારૂ ! "

" લે ! ત્યારે બેસ ! હું હવે જાઉં છું. "

" ખુશીથી. "

**ડિટેક્ટીવ ભાનુપ્રસાદ** ઝપાટાબંધ પગ ઉપાડતો નીચે રસ્તા ઉપર આવ્યો. ગુલાબસિંહને પકડી **ભાનુમતીનો** પત્તો મેળવવા કયો માર્ગ લેવો ? તેના વિચારમાં તે પડયો હતો, એટલામાં તેની નજર ત્યાંથી પસાર થતી **વનબાળા** ઉપર પડી. તેણે તેને બોલાવી પૂછવા માંડયું.

" **વનબાળા** ! કંઇ નવીન સમાચાર ? "

" રાજકુંવરી **ભાનુમતીનું** હરણ થયું છે. "

" હા ! જોજે વાત ગુપ્ત રાખજે. તેં ગુલાબસિંહને કુમારીને લઇ ન્હાસતો જોયો છે. ? "

" હા ! "

" કયાં ગયો ? "

" હમણાંજ. આ બાજુ. "

**વનબાળાને** મુખે વિષેષ વાત સાંભળવા ન થોભતાં, તેણે તેની આંગળી બતાવેલી દિશાએ દોટ મૂકી. કોણ જાણે શા કારણથી ?

પરન્તુ વનબાળા ગુલાબસિંહને જીગરથી ચ્હાતી હતી, અને તેને લઇનેજ તેણે જાણી જોઇને બબ્બે વાર બહારવટીઆને ચેતાવી મદદ કરી. આ વખતે પણ હાથે રહીને ડિટેક્ટીવ ભાનુને ઉંધે રસ્તે દોરવ્યો હતો.

જયારે ગુલાબસિંહે પોતાના ગુપ્ત સ્થાનમાં જવા માટે પકડાઇ જવાની બ્હીકે સીધો રસ્તો છોડી પ્હાડી માર્ગ પકડયો હતો. ડિટેક્ટીવ અને ગુલાબસિંહ બંનેનો ઇરાદો એકજ સ્થાને જવાનો હોવા છતાં બંનેના માર્ગ જુદા જુદા હતા. એક સીધે અને ટુંકે રસ્તે જતો હતો, જયારે બીજો લાંબે અને પ્હાડી રસ્તે જતો હતો.

ડિટેક્ટીવ ભાનુના ગયા પછી એક રસ્તામાં ઉભેલી રમણી તેની પૂઠે જોઇ ખૂબ હસી રહી હતી. તે બીજી કોઇ નહિ, પરન્તુ ડિટેક્ટીવની મદદગાર છતાં બ્હારવટીઆની શુભેચ્છક વનબાળા હતી.



# પુષ્પ:—૧૧ મું.

## " એક ચુમી. "




હ ! બચાવો ! બચાવો ! " કે'તાંજ તે સુન્દરી મૂર્છાગત થઇ જમીન ઉપર ઢળી પડી.

એક ભયંકર વનરાજ તેની પાસે ઉભો હતો. યુવતિના કોમળ અંગને ચીરી નાખવા તેણે પોતાનો રાક્ષસી પંજો ઉંચકયો. પરન્તુ...

જગદીશ જો ધારે! ઉગારે! માનવી જોયા કરે,
એની કૃપા આગળ અહાહા! ભલભલા પાણી ભરે.
કીરતાર કેરા કોપથી કોઇ ઉગારી ના શકે,
એ મ્હાય જો ઉગારવા તો કોઈ નહિ મારી શકે.
આલમ બધી ઉલ્ટે! અને હું એક બાજુ એકલો,
કયાં તો! જગતમાં કોઈ નહિ! મ્હારૂં! અને હું એકલો.
દુશ્મન બને દુનિયા કદી...ભય તે દીલે ધરવા નથી,
મીઠી નજર માધવ તણી તો કોઇની પરવા નથી.

આખા જંગલને કંપાવી મુકે એવો એક ભયાનક અવાજ થયો. પેલી રમણી પાસે ઉભેલો વનરાજ ભયંકર ચીસ નાખી જમીન ઉપર તરફડી પડયો. તેના માથામાં કોઇએ ગોળી મારી હતી મસ્તકમાંથી બેશુમાર લોહી વહી રહ્યું હતું. પાસેજ પેલી રમણી બેહોશ થઇ પડેલી હતી.

ગોળી મારનાર યુવક પેલી યુવતીની પાસે આવી પહોંચ્યો. તમ્મર ખાઇ પોતાની ગોળીના ભોગ થઇ પડેલા રાક્ષસી કદાવર પ્રાણી ઉપર તેણે એક નજર નાખી. સાંજના ચાર વાગ્યાનો ઠંડો સમય હતો. યુવક, યુવતીની પ્રભા એકાગ્રતાથી અવલોકી રહ્યો.

બહુજ સંભાળપૂર્વક તેણે રમણીનું માથું ઉંચકી પોતાના ધુંટણો ઉપર ટેકવ્યું. ગજવામાંથી સુગંધીદાર રૂમાલ કાઢી તેને પવન નાખવા લાગ્યો. શિતળ પવનના સુસવાટાએ થોડીજ વારમાં તે સુન્દરી હોશમાં આવી. પોતાના માથાને એક અજાણ્યા પુરૂષના ખોળામાં જોતાં તે સાવધ થઇ ગઇ. સત્વર બેઠી થઇ, વિખરાયલા વસ્ત્રો તેણે ઠીક કર્યાં.

મરણુના મુખમાં પડેલા સિંહ ઉપર નજર જતાંજ તેણે તે યુવકને પોતાના બચાવનાર તરીકે ઓળખી લીધો. શરમાતાં શરમાતાં શબ્દો વડે તે ઉપકાર વ્યક્ત કરવા બોલી.

"મ્હારા જીવનદાતા બંધુનું નામ હું જાણી શકીશ કે ?"

પરન્તુ પ્રાણુસંરક્ષક યુવાન તે સુન્દરીના મ્હોંમાથી બંધુ શબ્દ સાંભળવા રાજી ન હતો. તે તો કોઇ અનેરીજ આશા રાખતો હતો. સુન્દરીના સૌન્દર્ય તીરે તે વીંધાઇ ચૂકયો હતો. તેની આંખોમાં વિકારી ભાવના સ્પષ્ટ દ્રષ્ટિગોચર થતી હતી.

"સુન્દરી !" તે બોલ્યો, "હું રાજપુરનો પ્રખ્યાત ડિકેકટીવ છું. મ્હારુ નામ ભાનુપ્રસાદ !"

"ભાનુભાઇ ! અહીંથી થોડે દૂર એક દેવાલય છે. ત્યાં હું રહું છું. ઘણા લોકો મ્હને **સરોવરની સુન્દરી** કહે છે, પરન્તુ મ્હારૂં જન્મ નામ એ નથી."

"ત્યારે ?"

"સરોજ ! દૈવયોગે હું કુદરતની શોભાનુ અવલોકન કરવા મ્હારા નિવાસસ્થાનથી થોડે દૂર આવી હતી. ત્યાં આ સિંહના સપાટામાં આવી ગઇ. અંતે ન્હાસતાં ન્હાસતાં અત્રે આવી બેહોશ બની ઢળી પડી. આપે મ્હને આ ક્રૂર પ્રાણીના મુખમાંથી બચાવી જીવનભરને માટે ઉપકારી કરી છે. કહો પ્રાણુદાતા ! આપના આ મહાન ઉપકારનો બદલો મ્હારે શી રીતે વાળવો ?"

"તમને યોગ્ય લાગે એ રીતે !"

"નહિ તમે મોઢેજ માગી લ્યો .."

" કોઇક અલૌકિક વસ્તુનું દાન કરીને. જેથી સદાને માટે આ પ્રસંગ, અને સાથે સાથે તમારૂં પણ અખંડ સ્મરણ રહે ! "

" એવી શી વસ્તુ જોઈએ છે ? "

" તમારા જેવી સુન્દરી એટલું નથી સમજી શકતી ! એ બહુ નવાઇ જેવું છે. "

" મ્હારી પાસે તો એવું કંઈ અલૌકિક નથી. " છતાં તમે બોલો ! આપવા યોગ્ય હશે, તો અવશ્ય આપીશ. "

" છે ! અને તે તમારી પાસેજ છે. વળી તે આપવા યોગ્યજ છે. પછી આપવું ન આપવું એ આપનારની–તમારી મરજી ઉપર છે. "

" તો કહી નાખો ! "

" વિચાર કરો ! "

સરોજને વિચાર કરતાં અંબોડા માંહેનું ફૂલ સાંભર્યું. જંગલમાં ઉછરેલી આ સરોવરની સુંદરીને ભાનુની માર્મિક માગણી ન સમજાઈ. ભોળા દીલે તેણે માથામાંથી ફૂલ છોડયું. ભાનુને આપતાં તે બોલી, " આજને ! ઓહો ! એમાં શું ! લ્યો, આ અલૌકિક વસ્તુ. "

ભાનુ તે ફૂલ લેતાં બોલ્યો, " સુન્દરી તમે હજુ ન સમજ્યા ! "

" શું વારૂં ? "

" મ્હારી માગણી. "

" શું આ ફૂલ અલૌકિક નથી ? "

" નહિ ! હું એમ કહેવા નથી માગતો. ખરેખર એ અલૌકિક છે. એ તો હુંય કબૂલું છું...પણ..."

" ત્યારે પછી શું ? "

" પણ...એથીએ વધુ અલૌકિક વસ્તુ ત્હારી પાસે એક છે. અને મ્હને તો તે જોઇએ છે. "

તેનો નીચ આશય સરોજના સમજવામાં હવે કંઈક આવ્યો. છતાં અજાણ્યુ બની તેણે હસતાં હસતાં પૂછ્યુ..." એવું તે શું છે ?"

"ત્હારૂં ચંદ્રવદન ! ઓ ! મલકાતી મોહિની !

ત્હારા અલૌકિક રૂપનો હું સુન્દરી! ભિક્ષુક છું,
આ પ્રેમ– ભિખારી કને ભિક્ષા હૃદયની મૂક તું.
કર ભાગ્યશાળી ભાનુને આનન્દથી આજે વરી,
ઉપકારના બદલા વિષે...દે દીલ ત્હારૂં સુન્દરી."

"ભાનુપ્રસાદ ! ભાનુપ્રસાદ ! આ શું ?" સરોજ ક્રોધથી ધ્રુરકી ઉભી થઇ ગઇ.

"એજ ! અણુસમજુ રમણી ! મ્હારી માગણી એજ છે...
જે દેહ ઉગારી દીધી... તે દેહ સોંપી દે મ્હને,
આભારને દર્શાવવા હેતે ગ્રહો આ હાથને.
આશક પડયો ઉગારતાં.. ત્હારા ઉપર થૈ લાગણી.
બોલ્યા ! હવે પૂરી કરો ! ચાલો અમારી માગણી."

પોતાને સ્પર્શવા પાસે આવતાં પ્રાણરક્ષક ભાનુને અટકાવવાં શૌર્યથી કાંપતી સરોજ બોલી..." શું ? આવી નફ્ટ માગણી ? નીચ !

બંધુ થઇને બ્હેન પાસે બોલતાં આવું તમે !
સજ્જન થઈ લજવાવ ના ! ઝાંખપ લગાડે આપને.
શરમાવ કંઇ ! પરણેલ હું શુરવીર નરની નાર છું,
સ્વાર્થી મ્હને તો લાગતો... કામાંધ રક્ષણહાર તું.

વિકારી યુવક ! ધૂળ પડી ત્હારી વીરતાને !

નિર્મળ નજર જો ના રહે ! તો વીરતામાં ધૂળ છે,
પાપી અભિલાષે કરો ઉપકાર એમાં ધૂળ છે.
નિસ્વાર્થ જે ઉપકાર તેનું નામ પર ઉપકાર છે.
પણ સ્વાર્થથી ભરપૂર આ ઉપકાર પર ધિક્કાર છે. "

સિંહણની માફક ગર્જી ઉઠેલી સરોજ એક પણ શબ્દ વધુ બોલ્યા વિનાજ પોતાના ગુપ્ત સ્થાને જવા પાછી ફરી. ત્યાંજ ભાનુ કે જે સરોજના લાવણ્ય ઉપર મુગ્ધ બની ગયો હતો, તે પોતાની દુષ્ટ વાસના પરિપુર્ણ કરવા સરોજની પુઠે દોડયો.

" સરોજ ! એક પળ ઉભી રહે. "

સરોજ થોભી. એટલામાં એક પ્રચંડ કદાવર મુર્તિ ઝાડીમાંથી નીકળી ત્યાં આગળ આવી પ્હોંચી. સરોજને પકડવા દોડતો ભાનુ તેને જોઈ ત્યાંજ સ્થંભી ગયો. સરોજ આશ્ચર્યચક્તિ થઇ ત્યાંજ સ્થંભી ગઈ. આવનાર વ્યક્તિએ કામાંધ ડિટેકટીવનો હાથ મજબુત રીતે પકડયો.

" કયાં જાય છે ? "

વાંચક ! આપણી વાર્તાની શરૂઆતમાંજ સરોજ આ દુનિયામાં નથી, એમ બતાવવામાં આવ્યું છે. પરન્તુ આ બનાવ સરોજ જીવતી હતી, તે વખતનો છે. અર્થાત્ લગભગ એક માસ ઉપરનો આ બનાવ છે.

આ અચાનક આવી પ્હોંચનાર વ્યક્તિ તે સરોજનો શુરવીર સ્વામી બ્હારવટીઓ ગુલાબસિંહ પોતેજ હતો. તેની નજર ભાનુના હાથમાંહેના ગુલાબના ફૂલ ઉપર પડી. તે ચમક્યો..." આ કયાંથી ? "

" મ્હેં આપ્યું છે. " સરોજે પતિના ચરણારવિન્દમાં પડતાં ગળગળે સાદે કહ્યું.

' એ કોણ છે ? "

" મ્હારા પ્રાણદાતા ! "

સરોજે પોતાના પતિને બનેલો તમામ બનાવ સવિસ્તર કહી સંભળાવ્યો. પરન્તુ ભાનુ રાજપુરનો ડિટેકટીવ છે, અને પોતાની ઉપર તેણે દાનત બગાડી છે, એ વાત તેણે પોતાના પતિને નકહી. તેનું કારણ એ હતું, કે સરોજ પોતાના પવિત્ર પતિના સ્વભાવથી સંપૂર્ણ પરિચિત હતી. " જ્યારે વિષયાંધ ભાનુએ પોતાનીજ પત્ની ઉપર કૂદ્રષ્ટિ કરી, " એમ ગુલાબસિંહ સાંભળે, ત્યારે તે શું કરી બેસે ? તે કહી શકાય એમ ન હતું.

સરોજની વાત પુરી થતાંજ ગુલાબસિંહે ભાનુનો હાથ છોડી દીધો. તેણે એક દૃષ્ટિ એ કામાંધના મુખ ઉપર નાખી. તેની આંખોમાં તેણે વિકાર જોયો. ભાવીના વિપરિત સિતારાએ બહારવટીઓ ભૂલ્યો. સરોજના આજના વર્તન ઉપર તેને શંકા આવી.

છતાં પણ પોતાની પ્રેમાળ ભાર્યા તથા તેના પ્રાણરક્ષકની પુરી પરીક્ષા કર્યા પછીજ કંઇ પણ પગલું ભરવું ! એવો વિચારશીલ ગુલાબસિંહે નિશ્ચય કર્યો. ભાનુપ્રતિ જોઇ તે બોલ્યો.

" મહાશય ! આપને કોઇ બદમાશના માણસ ધારી મ્હેં ભૂલથી અન્યાય આપ્યો છે, તેને માટે હું અંતઃકરણપૂર્વક દીલગીર છું. આશા છે કે અમારા ઉપર કરેલા આ મહાન ઉપકારના બદલામાં અત્રે આપનું જે કંઇ આતિથ્ય કરીએ તે આપ સ્વિકારશો. "

" નહિ ! ગુલાબસિંહ ! મ્હને અહીંથી જવાની રજા આપો ! એટલેજ ઉપકારનો બદલો મળ્યો હું માની લઇશ. "

ગુલાબસિંહના દીલમાં ભાનુના આ શબ્દે શંકામાં વૃદ્ધિ કરી. તે સરોજ પ્રતિ ફરી બોલ્યો.

"કેમ સરોજ? ત્હારા પ્રાણ-રક્ષકને મહેમાન બનાવીશુંને?"

બિચારી સરોજ? શું બોલે! એક કામાંધ ડિટેકટીવને પોતાનો છુપો આવાસ પોતાના પતિ બતાવે! એવી મુદ્દલ ઇચ્છા સરોજની ન હતી. છતાં નિર્દોષ સરોજ! પતિના મનનો ગુપ્ત આશય આમાં શું છે? એ ન સમજી.

"આપની ઇચ્છા હોય તો ખુશીથી એમને મહેમાન બનાવીએ." તે બોલી.

અનિચ્છા છતાં ભાનુને બ્હારવટીઆના છુપા રહેઠાણમાં મ્હેમાન તરીકે જવા ફરજ પડી. પોતાના ગુપ્ત આવાસમાં લઇ જતાં પ્હેલાં ગુલાબસિંહે ભાનુની આંખે પાટા બાંધ્યાં. સરોજ! ગુલાબ! અને ભાનુ ત્રણે યક્ષ-ભુવનમાં આવી લાગ્યા. એક બહારવટીઆનું આવું દૈવી નિવાસસ્થાન જોતાં ડિટેકટીવ ભાનુને કેટલી નવાઈ લાગી હશે?

રાત્રિ પડી! સરોજ, સરયુ, વીરો વગેરે સૌ સૌને સ્થાને સુતા. વીરો કોઈ ખાસ કાર્યને માટે બહાર ગએલો હોવાથી પોતાને ત્યાં નવો મહેમાન આવ્યો છે, એ વાતથી સર્વથા અજાણ હતો. ગુલાબસિંહે પણ તેને આ વાત કરી ન હતી.

બરાબર મધ્યરાત્રિને સમયે જ્યારે સરયુ સરોજ તથા વારો ત્રણ વ્યક્તિઓ સુતી હતી, ત્યારે ગુલાબસિંહ અને ભાનુ જાગતા હતા. આજે કોઇ ખાસ કારણને લઇને "મ્હને વીરા સાથે ગુપ્ત

મસલત કરવી છે. " એમ બ્હાનું કાઢી ગુલાબસિંહ વીરાના ખંડમાં સુતો હતો. જ્યારે સરયુ તથા સરોજ એકજ ખંડમાં જુદા જુદા પલંગ ઉપર થોડે થોડે દુર પોઢેલાં હતાં.

સરોજના સૌંદર્ય ઉપર ઘેલો બનેલો ડિટેકટીવ ભાનુ આવી મધ્યરાત્રિના વખતે ચોરની માફક છૂપાતો છૂપાતો ફરી રહ્યો હતો. સરોવરની સુન્દરીના નિવાસસ્થાનમાંજ અલૌકિક ગુલાબના ફૂલો ઉગે છે, એ વાત તે પણ જાણતો હતો. તદુપરાંત આજે તેણે એજ સરોવરની સુન્દરી તથા તેના અંબોડામાં એ દિવ્ય ફુલ જોયું હતું. અત્યારે તે તેનોજ છોડ તપાસી રહ્યો હતો.

" દૈવયોગે અચાનક ભાનુ સરોજના શયનખંડમાં આવી પહોંચ્યો. ખુલ્લા દ્વારમાંથી તેણે અંદર નજર નાખી. ગુલાબસિંહ ત્યાં ન હતો. ગુલાબસિંહની ગેરહાજરીએ ભાનુમાં છૂટેલી હિંમત પાંછી આવી. તેની વિકારી આંખોનું સુતેલી સરોવરની સુન્દરી પ્રતિ ખેંચાયું.

બહૂજ ધીરે પગલે તે સરોજના શયનાગારમાં પ્રવેશ્યો. ખંડમાં એક ફાનસ બળી રહ્યુ. હતું તેનો યથેચ્છ પ્રકાશ સૂતેલી સરોજના શશિવદન ઉપર પડતો. જેમ જેમ ભાનુ સરોજના મુખ-લાવણ્યનું પાન કરતો ગયો, તેમ તેમ તેની વિકારી આંખોમાં જાદુ થવા લાગ્યું. ગુલાબસિંહના ભયે કરી દબાયલી કામવાસના પ્રત્યેક પળે વધુ ને વધુ પ્રદિપ્ત થવા લાગી. ખરેખર એકાન્ત શું નથી કરતો !

ચંચળ ચિતડાંને કરે...હૃદયો કરે અશાન્ત,
મલીન બુદ્ધિ જે મુકે...તેજ દુષ્ટ એકાન્ત.

યુવતિ યુવાનો જ્યાં મળ્યાં ! જોજો તમે એકાન્તમાં,
ત્યાં ત્યાં બન્યા છે દાખલા ઇતિહાસમાં કામાંધના.
સંતાન વીર કુણાલ સાથે નીચ માતા સાવકી,
એકાન્તમાં વિક્રમ ઉપર શી પિંગળાની થઇ મતિ ?

નર-નારી એકાન્ત તે ! છે અંધારો કૂપ,
અંધા થઇ અથડી પડે...એમાં મ્હોયા ભૂપ.

અંધારી રાત્રિ ! એકાન્ત ! અપ્રતિમ લાવણ્ય ! અને તેમાં પાછી કામાંધની આંખો ! પછી શું બાકી હોય ?

લલના તણા લાવણ્યમાં કે'વાં અજબ જાદુ ભર્યાં ?
રમણી રૂપારીએ અહા ! ત્રિલોકનાં હૈયાં હર્યાં.
કોન્તા ! ખરેખર ! દેવ, માનવ, દૈત્યને કામણ કર્યાં,
મ્હોટા ઋષિ સંન્યાસીઓ પણ સુન્દરીને છે વર્યાં.

સ્ત્રીઓ વગરનું છે ? ઇતિહાસના પાનાઓમાં જેટલાં જેટલાં યુદ્ધો તપાસો, તે પ્રત્યેકમાં થોડે ઘણે અંશે સુંન્દરીને સ્થાન ખરૂં જ ! સ્વર્ગ મૃત્યુ અને પાતાળ ત્રણે જગ્યાએ મહિલાઓ તો ખરી જ ! જગત્ આખું સ્ત્રી-મક છે. કારણ એની ઉત્પાદક જનની છે. પરન્તુ સુન્દરીઓના એજ અજબ સૌન્દર્યે સૃષ્ટિમાં કેટલી પાયમાલી કરી છે ?

કંઇ સાધુ સંત મહંતના વૈરાગ્યને છોડાવીયાં,
લાવણ્યમાં લોભાવીને સંસારમાં જોડાવીયાં.
માથા ગુમાવ્યાં વીરના...સૌન્દર્ય એવી ચીજ છે,
ઝેરી ફૂલોનું ઝાડ એ...એકાન્ત એનું બીજ છે.

એજ સૌન્દર્યના સપાટામાંથી ભાનુ ન બચ્યો. પોતે અત્યારે ક્યા સ્થાનમાં છે, તે પણ તે વીસરી ગયો. ક્યાં કો'ને ? અને પોતે શું પગલું ભરે છે ? તેનું પણ ભાન તેને ન રહ્યું. વિષયાંધ્ર ભાનુ સરોજના પલંગની પાસે આવ્યો.

" આહા ! શું રૂપ ? આવું અણુમૂલું રત્ન... એક બહારવટી-આની ગુફામાં ? નથી શોભતું... ઇશ્વરનો આ ચોકખો અન્યાય છે.

કાગને ત્યાં હંસલી... આ સ્હેજ પણ શોભે નહિ !
અફસોસ ! તો પણ મૂર્ખ એ આ હંસ પર લોભે નહિ.

ખરેખર !

આવી ઝળકતી રોશની તો જોઇએ કો મ્હેલમાં,
પણ કમનસીબે છે પડી જંગલ તણી આ જેલમાં.
આ રત્નનો ઝળકાટ તો શોભે ખજાને રાજના,
હીરાકણી ચમકે ખરી તો તખ્તમાં કે તાજમાં.

અને તે એક લુંટારૂને ત્યાં ! જંગલમાં ! આ છૂપા રહેઠાણમાં રગદોળાય છે.

રણવાસનું આ રત્ન તે... નિર્જન વને રોળાય છે,
અણુમૂલ એવું ચીર પણ... કિંમત વિના ચોળાય છે.
સુરલોકનું અમૃત પણ પાણી સમું ઢોળાય છે,
નાહક ! નકામું ધળમાં આ નંગ રગદોળાય છે.

સુતા સાસરે ! અને હાથી દરબારેજ શોભે ! શહેરની શોભા તે આવા જંગલમાં ક્યાંથી દીપે ?

દૈવયોગે આ અનેરૂં પૂતળું ભુલું પડયું.
કેવી વિધાતાની લીલા ? કે બહારવટીઆને જડયું ?

# અદ્ભુત રહસ્યમયી છૂપી પોલીસની વાર્તા.

# ❁ કાળીનો એક્કો. ❁



રણછોડલાલ મોતીલાલ બુકસેલર.

રીચીરોડ, અમદાવાદ.

## સરોવરના સુંદરી. ચિત્ર બાણું.




સુતેલી સરોજના ગાલ તેણે નીચા વળી એક ચુમી ભરી લીધી.
ગુલાબસીંહ આ દેખાવ લાલચોળ આંખે જોઈ રહ્યો. જુઓ પાનું ૯૭.

"બસ ! ધારેલી મુરાદ બર લાવવી. સરોવરની સુન્દરીને કોઇ પણ ઉપાયે લલચાવી...અને અહીંથી લઈ જવી..." એવાં એવાં હવાઈ કિલ્લાઓ પોતાના મનમાં બાંધતો, અને સરોજના સૌન્દર્યશાળી વદન પ્રતિ જોઇ, મુગ્ધ થતો ભાનુ એટલુંયે ન જોઈ શકયો...કે તેની પૂંઠે એક શંકાશીલ હૃદય જોઇ રહ્યું છે. તે બ્હાર વટીઓ ગુલાબસિંહ હતો.

આંધળો ભાનુ વિકારી આંખોએ જરા નમ્યો. સૂતેલી સરોજના ગાલે તેણે નીચાવળી એક ચુમી ભરી લીધી. ગુલાબસિંહ આ દેખાવ લાલચોળ આંખે જોઇ રહ્યો.

સરોજ પુરૂષના સ્પર્શે ઝબકી ! પોતાના શયનાગારમાં ભાનુને જોઇ તેને જેટલું આશ્ચર્ય થયું, તેટલો જ વ્હેમ ગુલાબસિંહને પડયો. સરોજ કંઇ પણ બોલી શકી નહિ. મધ્યરાત્રિના કામાંધ ભાનુના આ પાપી કૃત્યે તે એટલી બધી તો ગભરાઇ અને ચકિત થઇ ગઇ, કે ભાનુના મોઢા સામું જ તે વિસ્ફારીત નયને જોઇ રહી.

અને સરોજના આ મૌને ગુલાબસિંહના હૃદય ઉપર ઘા કર્યો. સરોજ ભાનુના આ વર્તનને ન વખોડતા, ઉલટું ચ્હાય છે, એ જોતાંજ તેનું દીલ ભાંગી ગયું. સરોજ કંઇક બોલવા જતી હતી, તે પ્હેલાંજ ત્યાં ગુલાબસિંહ આવી પહોંચ્યો. ડિટેકટીવ ભાનુના તો હોશજ ઉડી ગયા. જ્યારે ભાનુને તેના આ કાર્યને માટે ધિક્કારવા તૈયાર થએલી સરોજ પણ પતિની એકાએક હાજરીથી પુનઃ અચંબામાં ગર્ક થઇ ગઈ. "પતિએ મ્હને આમ પતિત થતાં જોઈ હશે તો ?" એ વિચારેજ તે સતી સુન્દરીને સંતાપ થયો. ભાનુના કાર્યને માટે સ્વામીને શો જવાબ આપવો ? તે પણ તેને ન સુઝ્યો.

"સરોજ !" ગુલાબસિંહ ચીરાતા હૃદયે બોલ્યો.

"પ્રભુ !"

"આવા મધ્યરાત્રિના સમયમાં આ ત્હારા પ્રાણદાતા ભાનુને અહીં જોઇ તને કંઈ આશ્ચર્ય થયું છે ?"

"તમારા જેટલુંજ."

"હું તો નથી ધારતો ! પરન્તુ સરોજ ! તું ધારે છે કે ભાનુએ ભરેલું પગલું તદ્દન ગેરવ્યાજબી, વગર વીચાર્યું, અને ત્હારી મરજી ઉપરાંત છે ?"

પતિદેવના મુખમાંથી આવા શંકાશિલ વચનો સાંભળી તથા તેમણે ભાનુને આ પાપી કૃત્ય કરતો નજરોનજર નિહાળ્યો છે, એ જાણતાંજ સરોજને કેવો અને કેટલો હૃદયાઘાત થયો હશે ? તે તો તેનું મનજ જાણે તેનું હ્રદય ભરાઇ આવ્યું. તે કશું બોલી શકી નહિ. તેની આંખોમાંથી કેવળ આ વખતે આંસુ પડી રહ્યાં હતાં.

સરોજના આ મૌને ગુલાબસિંહના દીલમાં ઉંધુજ સમજાયું મૌન એ કેટલીક વાર અપરાધની સ્વીકૃતિનું એક ચિહ્ન સમજાય છે. અને આ વેળા પણ તેમજ સમજાયું. સરોજ પણ આ કાર્યમાં ભાગીદાર, અને જાણી જોઇને દોષિક છે, એમ મનમાં ઠસી ગયું. ભાનુનો હાથ પકડી તે ત્યાંથી ચાલ્યો ગયો.

વીરાના ખંડમાં આવી ગુલાબસિંહે તેને ઉઠાડયો. આંખો ચોળતો ચોળતો વીરો ઉઠયો. ગુલાબે ભાનુનો હાથ તેના હાથમાં સોંપતા કહ્યું... "વીરા ! આ નવા આવેલા મ્હેમાનની ચાલચલગત અત્યંત ઉમદા હોવાનું સર્ટીફીકેટ મ્હેં વાંચ્યું છે. માટે એમને આપણા સ્થાનથી કોઇ દૂરની જગ્યાએ અત્યારેને અત્યારે મૂકી આવ."

"પરન્તુ એ કોણ છે ? ને કયાંથી, કેવી રીતે અહીં આવ્યો ?" અજાણ્યા વીરાએ પ્રશ્ન ઉપર પ્રશ્ન કર્યા.

"તે કંઇજ જાણવાની ત્યારે જરૂર નથી—હું કહું તેટલું તું રી આવ."

ગુલાબસિંહનું મગજ અત્યારે ઠેકાણે ન્હોતું. વીરાએ પણ પોતાના માલીકની સાથે આજ પ્હેલાં કોઇપણ દિવસ આવી રીતે વાત કરતાં નહોતો જોયો. તે સત્વર ભાનુની આંખે પાટો બાંધવા ગયો. તેવોજ તે તેનું મુખ જોઇને ચમકયો...

"કેમ વીરા! એકાએક અટકી કેમ ગયો?"

"કંઇ નહિ?" કેતાંજ વીરાએ પાટો બાંધી દીધો. ડિટેકટીવનો હાથ પકડી તે પોતાના છૂપા રહેઠાણથી તેને દૂર મૂકી આવવા ચાલ્યો ગયો.

વાંચક! વીરો ભાનુનું મોઢું જોઈ એકાએક કેમ ચમકયો? તેનો ખુલાસો એજ કેઃ—વીરો આ રાજપુરનાં ડિટેકટીવ ભાનુપ્રસાદને સારી રીતે ઓળખતો હતો.

પવિત્ર હૃદયનો બહારવટીઓ ભાનુ ઉપર ક્રોધે ન ભરાયો. કારણ કે તે જાણતો હતો કે સ્ત્રીની સંમતિ સિવાય એક પરાયો પુરૂષ દુશ્મનના મકાનમાં આટલી હદ સુધીનું પગલું કદાપી ન ભરે! ભાનુને બદલે તેને પોતાની સરોજજ ગુન્હેગાર અને શિક્ષાપાત્ર લાગી. સરોજના ઉતેજન વિના એ અજાણ્યો યુવક એને એકાન્તમાં મધ્યરાત્રિએ આવી સ્પર્શવા શક્તિમાન થાય! એ એને અસંભવિત લાગ્યું. ભાનુની આ ભયંકર ભૂલ અને નીચ કૃત્યમાં તેની આંખોએ નિર્દોષ સરોજનોજ દોષ દેખાયો.

જ્યારે આ બાજુ સતી સરોજ પોતાના ઉપર અચાનક આ આપત્તિનું વાદળ તૂટી પડવાથી ગભરાઇ. ગઇ. દડ દડ આંસુ વહેતી આંખોએ તે ધુંટણીએ પડી પ્રભુને પોકારવા લાગી...

ઓ સર્વવ્યાપી ! આપ જાણો છો હૃદય આ સાફ છે.
આ કૃત્યમાં છે કોણ દોષિત ? કોનું એમાં પાપ છે.
નિષ્પાપ લાગું આપને તો ! ન્યાય નિર્મળ આપજો,
આપત્તિનું વાદળ શિરે આવ્યું છે તેને કાપજો,

પ્રભુ ! મ્હારા પ્રાણરક્ષકમાં તેં એવી કૂબુદ્ધિ કાં મૂકી ? પરન્તુ ના ના હું વ્યર્થ રડું છું. સાચને આંચ નથી, જો હું મન-વચન કર્મથી પવિત્ર છું તો પછી સર્વ કોઇ જખ મારે છે.

નિર્દોષને તુજ ન્યાયમંદિરમાં જરાએ ડર નથી.
પરલોકમાં પાપાત્માના ન્યાય-દુર્ગો સર નથી.
ત્હારે ત્યહાં ખોટા ખરાંની નીયમીત તપાસ છે,
માલીક ! ત્હારા પર મ્હને પૂરેપૂરો વિશ્વાસ છે."

એટલામાં ભગ્નહૃદયી પતિને આવતો સરોજે જોયો. વ્હેલાં વ્હેલાં ઉઠી તેણે આંખો લૂછી નાખી. સ્વસ્થ થઇ ઉભી રહી. ગુલાબસિંહ ધીમે સાદે બોલ્યો...

" સરોજ ! "

" શું કહો છો ? નાથ !"

" મ્હારી સાથે ચાલ. "

" કયાં ? પ્રભુ ?" સરોજ લથડતી જીભે બોલી.

"જ્યાં હું લઇ જાઉં ત્યાં."

પતિની શંકા દૂર કરી પોતાની પૂર્ણ નિર્દોષતા પૂરવાર કરી આપવા સરોજ તલપાપડ થઇ રહી હતી. પોતાના પતિ પોતાને પાછા આવી મળશે, ત્યારે એકાન્તમાં હું તેમને ભાનુની બદદાનત વિષે તમામ વાત ખુલ્લા હૃદયથી કહી દઇ અણજાણતાં થયેલ ભૂલની

(ગુલાબનું ફૂલ આપવાની) ક્ષમા માંગીશ, એવી આશા સરોજને હતી. ભાનુની ઉપર તેણે નિઃશ્વાસ પર નિઃશ્વાસ મુકયા. પરન્તુ જ્યારે પોતાના પતિની મધ્યરાત્રિને વખતે આ અતિ વિચિત્ર આજ્ઞા તેણે સાંભળી, ત્યારે તે જડ જેવી થઇ ગઇ. તે ન હાલી કે ચાલી. કેવળ તેની આંખો પતિના વદન પ્રતિ નિહાળી રહી હતી. હૃદય વિચારમાં પડેલું હતું. કાનમાં હજુ શબ્દ--ભણકારાજ વાગી રહ્યાં હતાં.

"સરોજ! સાંભળ્યું કે?" સરોજને સ્વસ્થ ઉભી રહેલી જોતાં ગુલાબસિંહ બોલ્યો.

"હા! પ્રભુ!"

"તો પછી કેમ ઉભી રહી છે? શું વિચાર કરે છે? પતિની આજ્ઞાને તો લોપવા વિચાર નથી કરતી ને?"

"નહિ! તેમ કંઇ નથી. મ્હને વિશ્વાસ છે કે મ્હારા પવિત્ર પ્રાણપતિ મ્હને. કોઇ કાળે ખોટી આજ્ઞા કરેજ નહિ."

"તો પછી?"

"પ્રભુ? શું આ હતભાગિની કિંકરી આપના મધ્યરાત્રિના આ વર્તન? અને ગમન માટે કશુંયે ન પૂછી શકે?"

"ના."

"આપને મ્હારા ઉપર કાંઇ વ્હેમ આવ્યો છે?"

"આવે કે નહિ! તેનો જવાબ તો ત્હારૂં હૃદય સારી રીતે દેશે."

"વ્હાલા! આપ આ શું બોલો છો?"

"મા જાણે બાપ! અને મન જાણે પાપ."

સરોજના હૃદયમાં પતિના આ વચનો તીરની માફક ખુંચ્યા તે બોલી..." બસ કરો! પ્રભુ બસ કરો! સમજુ થઇને આવી શંકા કરતાં પ્હેલાં વિચાર કરો."

સરોજ! મ્હને આજેજ સમજાયું કે કેટલીકવાર સમજુ અણુસમજુ કરતાં વધારે ભયંકર હોય છે. ભગવાં વસ્ત્રોમાં ફરનાર સાધુઓમાં સાચા જવલ્લે અને શયતાન સેંકડો હોય છે. ખરા હીરા કરતાં કાચના કટકાજ દુનિયામાં મ્હને તો વધુ દેખાય છે. અને વળી મ્હારા જેવા! બધાને પોતાના જેવાંજ જોનારા પવિત્ર પ્રાણીઓ! તેમના ઉપરના તેજમાંજ અંજાય છે. તુંજ કહે કે આ ખોટું છે?"

"જો સરોજ તમને પાપીનીજ દેખાતી હોય, તો પછી કહેવાનું કંઇ નથી. પ્હેલેથીજ ગુન્હેગાર ધારી શિક્ષા નક્કી કરીનેજ ન્યાયાસન ઉપર બેસનાર પાસે વ્યર્થ બચાવ કરવો નકામો છે."

"ખરેખર! લૂલો બચાવ કરનારી છાતીજ ધબકે છે! ટાંટીયા થરૂથરૂ ધ્રુજે છે."

"તો ભલે તેમ હો! ચાલો! તમે જ્યાં લઇ જાવ ત્યાં આવવા હું તૈયાર છું"

મુંગે મોઢે ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી સરોજ રાત્રિના ભયાનક અંધારામાં પતિદેવની પાછળ પાછળ ધ્હાડી રસ્તો કાપવા લાગી આ વખતે કેવળ તેને ન્યાયી નિરંજન ઉપર વિશ્વાસ હતો.

* * * * *

ગુલાબસિંહે મોકલેલા વીરાનું પરાક્રમ હવે જોઇએ. ડિટેકટીવ ભાનુપ્રસાદને કાંડાંમાંથી મજબુત પકડી આંખે પાટા બાંધી વીરો તેને પોતાના ગુપ્ત આવાસથી બહાર લાવ્યો. બહાર આવતાંજ તેણે તેની આંખો ઉપરનું બંધન દૂર કર્યું. એક ભારી પત્થર આગળ અત્યારે ભાનુએ પોતાને ઉભેલો જોયો.

"કેમ? ડિટેકટીવ સાહેબ! સેવકની ઓળખાણ પડે છે?" વીરો બોલ્યો.

પરન્તુ અંધારામાં ભાનુ વીરાનુ મોઢું બરાબર ન જોઇ શકયો. તે બોલ્યો..." તું કોણ છે ?"

"તે પછી કહીશ ! પરન્તુ પ્હેલાં મહેરબાની દાખલ બતાવી દયો કે રાજપુરનો વારસદાર યુવરાજ અત્યારે કયાં છે ?"

રાજપુરના યુવરાજનું નામ સાંભળતાંજ ભાનુ ચમકયો...એક આંચકા સાથે તેણે પોતાનો હાથ વીરાના હાથમાંથી છટકાવી નાંખ્યો. બીજીજ પળે કમરપટામાંથી પિસ્તોલ ખેંચી કાઢી, તે ગર્જ્યો...

" જો જીવ વ્હાલો હોય તો બતા કે તું કોણ છે ?"

પરન્તુ વીરો તેની પિસ્તોલથી જરા પણ ન ડર્યો...તે હસતાં હસતાં બોલ્યો..."ત્હારો કટ્ટો શત્રુ!"

"નામ?"

" તે તુંજ સમજી લે! હું ત્હારો બાળસ્નેહી છું. દોસ્ત !"

ક્રોધે ભરાયલા ડિટેકટીવે આ ભેદી પુતળાના હાથમાંથી છૂટવા બ્હાર કર્યો. પરંતુ અફસોસ ! તેમાં ગોળીજ ન્હોતી. ચાલાક વીરાએ તે રસ્તે કાઢી નાખી ડિટેકટીવને બનાવવા ખાલી પિસ્તોલજ રહેવા દીધી હતી.

બ્હાર ખાલી જતાંજ વીરો ખડખડાટ હસી પડયો તેના હસવાથી ભાનુ વધુ ખિજાયો. તેણે ખાલી પિસ્તોલ વીરાને છૂટી મારી. પરન્તુ વીરો ખસી ગયો પિસ્તોલ દૂર જઇ પડી. તેવોજ ભાનુ વીરાને વળગી પડયો. જીવ ઉપર આવેલા ભાનુએ એક ભારી પથરો ઉઠાવી વીરા ઉપર ફેંકયો. દૈવયોગે તેનાથી બચવા વીરો દૂર તો ખસી ગયો...પરન્તુ પત્થર તેના જમણા પગમાં વાગ્યો... ના હ જેવો ધક્કો લાગતાં વીરાનો પગ સરી ગયો.

ભયંકર પ્હાડ ઉપરથી વીરો હેઠે પડયો. નીચે પત્થરો સાથે અફળાઇ તેના ચૂરેચૂરા થઇ ચુકયા, એમ માનતો ડિટેકટીવ ભાનુ મણીપુરને રસ્તે પડયો.

વાંચક ! ભયંકર પ્હાડ ઉપરથી ઠેઠ નીચે પડેલાં વીરાની શી દશા થઈ હશે ? તે તું જાણે.

---

## પુષ્પ:—૧૨ મું.

### " શંકિત હૃદય ! "

—:o:—



"ના થ ! હું તદ્દન નિર્દોષ છું. "

" પરન્તુ મ્હારૂં હૃદય નથી માનતું. "

" લાચાર ! "

જીવવું કલંકીત થઈ ! મરણુ એથી ગણું સંતોષનું,
પણુ શું દયાળુ દેવ પણુ નહિ સાંભળે નિર્દોષનું ?
કે' છે જગત્ નિર્દોષની વ્હારે વિભુજી ધાય છે,
હું એ પુછું છું ઓ પ્રભુ ! કે ક્યાંછ ? નિર્મળ ન્યાય એ

પર્વતની એક ઉંચી ટેકરી ઉપર બ્હારવટીઓ ગુલાબસિંહ અને સરોજ ઉભેલાં હતાં. નીચે ખળખળ શબ્દ કરતી સરિતાનું જળ વહી જતું હતું. સરોજ પતિદેવની પાસે ભાનુની વિચિત્ર માગણી કહી બતાવી હતી. પરન્તુ ગુલાબસિંહના હૃદયમાં એ વાત ન ઠસી પોતાની અર્ધાંગનાને પવિત્ર માનવાની તેણે સાફ ના પાડી. ઘુંટણીએ પડેલી પવિત્ર સરોજ પતિને પ્રાર્થના કરી કહી રહી હતી.

" પ્રભુ ! પ્રભુ ! આપની આ શંકા અસ્થાને છે. પૂછી જાઓ ! તમારી સરોજ આવું અધમ પગલું ભરે એમ તમારૂં હૃદય તમને કહે છે ? "

" જ્યાં આંખોએ જોયું છે, ત્યાં હૃદયનો વિશ્વાસ શા કામનો ? "

" પરન્તુ ! નાથ કેટલીક વાર સગ્ગી આંખોએ અવલોકેલું પણ અસત્ય માલમ પડે છે. "

" શું એમ કહીને તું એ કહેવા માગે છે કે;–મ્હેં જે જોયું છે, તે સર્વથા ખોટું અને સ્વપ્નું હતું ? "

" નહિ ! સત્ય હતું. પરન્તુ તે વખતે તમારી આંખો ઉંઘથી નહિ પરન્તુ શંકાથી ઘેરાયલી હતી. "

" સરોજ ! શ્વેત વસ્ત્રોને કાજળનો ડાઘ નથી લાગતો ? "

" સંભાળ્યા છતાં લાગે ! તો ભૂલ કોની ? "

" તુંજ કહે ! "

" કાજળની ! વસ્ત્રની નહિ ! એક પાપી ભૂલ કરે ! અને તેનો ભોગ થએલ પવિત્રાત્માને શોસવું પડે...એ કેટલું વિચિત્ર ! "

" પાપી અને પૂણ્યવાન બધાંએ કરે છે. જ્યારે સમય અને બુદ્ધિ ફરે છે, ત્યારે ભલભલા ભૂલે છે. સરોજ ! યુવાની દીવાની છે. એકાન્ત બહૂ બૂરો છે. અને તેમાં વળી તું તો ઉપકારના ભાર નીચે દબાયલી ! એટલે પછી શું ? "

" શું આ શબ્દો સરોજના પવિત્ર સ્વામીના છે ? "

" પવિત્ર નહિ, પરન્તુ શંકાશીલ હૃદયના છે. સરોજ ! જો તું ભૂલીજ હોય ! તોપણ ફીકર નહિ. માણસ માત્ર ! ભૂલને પાત્ર ! મ્હારૂં હૃદય વિશાળ છે. અરે ! એક ગુન્હનો તો ઇશ્વર પણ

માફ કરે છે. હું એ ભૂલી જઇશ. પરન્તુ ઇશ્વરને ખાતર! ઇશ્વરને ઓળખી! તું એક વાર સાચું બોલી દે! આ શંકીત હૃદય પાસે પાપનો! ભૂલનો! પડદો ખોલી દે."

"ઓ પ્રભુ તું કયાં છે? પતિદેવના દીલની શંકા તું સદ્‌બુદ્ધિ મૂકી દૂર કર! સરોજના નિર્મળ ચારિત્ર ઉપર એમને શ્રદ્ધા અણાવ.

નિર્દોષ છું હું નાથ! શંકા સર્વથા ખોટી કરો,
વર્તન વિશુદ્ધ સરોજનું...વિશ્વાસ એનામાં ધરો.
મ્હારા પતિવ્રતની પ્રતિતિ શું કહો આપી શકું?
શાથી તમારા હૃદયની શંકા પ્રભુ! કાપી શકું?

બોલો! આપના શંકાશીલ હૃદયને શાન્ત કરવાનો કોઇ પણ ઉપાય છે?"

"હા!"

"તો બતાવો...કયાં તો..."

આપો કટારી આપની... આ હૃદયને ચીરી જુઓ,
હતભાગિનીના લોહીથી પ્રેમે હૃદય—શંકા ધુઓ.
જો પાપીની હું હોઉં તો... પરમેશ મુજને પૂછશે,

તેમજ સતીના આંસુઓ પણ એજ ઈશ્વર લૂંછશે.
કહો...મ્હારૂં હૃદય ચીરી બતાવું "

"હું તને એવું ઘોર કૃત્ય કરવા નથી દે' તો."

"તો તમે ચીરી જુઓ. તપાસો...અને ખાત્રી કરો..."

" સરોજ ગુલાબસિંહ સ્ત્રી-હત્યા કરે એટલો બધો નીચ નથી. સમજી ? "

" જરૂર ! તો પછી આ આપનું અર્ધાંગ પણ એવુંજ સમજો "

' આજ સુધી એમજ સમજતો હતો. પરન્તુ હવે એ શ્રદ્ધા ઉપરથી મન ઉઠી ગયું છે...જેને હું દૈવી સમજતો હતો. તે દીલ પણ છેવટ માનવનું નીકળ્યુ. "

" તો એ શંકાનું નિવારણ કરો..."

" તે કરવું ત્હારા પોતાના હાથમાં છે "

" શી રીતે ? "

" મ્હોતથી ! બળિદાનથી. "

" તે સિવાય શું અન્ય ઉપાય નથી ? "

" હોય તો તું બતાવ. મ્હને તો નથી જડતો. "

" અફસોસ ! આપના જેવા સમજુ, જ્ઞાની અને પવિત્ર પુરૂષનુ પણ કેવું સંકુચિત અને શંકિત હૃદય ! "

" ત શું સરોજ ! તું ભાનુને ન્હોતી ચ્હાતી ? મ્હારી ના છતાં ત્હેં એ ફૂલ ભાનુને કેમ આપ્યું ? "

" કેવળ તેના આભારથી દબાઇ, વચન આપી બંધાઇ...તેથી..."

" બસ કર ! એ બધું આ બ્હારવટીઆને ન સમજાવ ! જગત્માં સ્નેહની નિશાનીઓ તેં શું એકલીએજ જોઇ છે ? પ્રેમના પાઠો તું એકલીજ શીખી છે ? "

" હાય ! હું આ શું સાંભળું છું ? પ્રભુ ! પ્રભુ ! આપ આ શું બોલો છો ? "

" અક્ષરે અક્ષર સત્ય કહું છું. "

"ખોટી વાત ! મ્હારા પ્રાણરક્ષકને મ્હેં ચ્હાયો છે. પવિત્ર પ્રેમની નિશાની તરીકે દૈવી ફૂલ ખુશીથી દીધું છે, એ પણ કબૂલ... પરન્તુ એ પ્રેમ ! એ સ્નેહ ! એક સગ્ગી બ્હેન અને ભાઇના જેવો હતો. ભામા અને ભરથારનો ન હતો "

"ત્યારે ! ભાનુ ત્હારા શયનાગારમાં આવવાનું સાહસ કયાંથી કરી શક્યો ?"

"ઇશ્વર જાણે ! કોઇ કોઇનું અંતર સમજી શકતું નથી. ભાનુની ભૂલનો ભોગ હું નિરપરાધીની થઇ છું. ઉપકારનો બદલો એણે બહુજ ભયંકર રીતે વાળી લીધો છે. પરન્તુ તેને માટે એ પ્રભુનો ગુહનેગાર છે. પરલોકમાં એ પાપી કૃત્યનો પૂરેપૂરો જવાબદર છે."

"અને તું ?"

"મ્હારે શું !"

ન્યાયી પ્રભુનો એકસરખો યાય ને ઇન્સાફ છે,
ધ્રુજે ચરણ ત્યાં તેમના જેના હૃદયમાં પાપ છે.
નિર્દોષ જીવોને જરી પણ નાથ ! ડરવાનું નથી,
એકજ વખત મરવું જગતમાં ફરી મરવાનું નથી.

નાથ ! હું જાણું છું કે:—

કર્મો કીધેલાંના હીસાબો ? ધર્મરાજા પૂછશે,
તે વખ્ત પાપીના ચરણ પરતાઇને ત્યાં ધ્રૂજશે.
મૂવા પછીથી ન્યાય એ પ્રત્યેકનો ત્યાં તોળશે,
ત્યારે કીધેલુ પાપ તે મોભે ચઢીને બોલશે.

છૂપાવ્યું છૂપે નહિ ! ત્યહાં પૂણ્ય કે પાપ !
બચી જાય આ લોકમાં . પણ ત્યાંથી નહિમાફ !

તેજ વખતે તમારી ખાતરી થશે...ન્યાય પ્રભુના નિર્મળ ઇન્સાફનો ધ્વનિ તમારા કાનોમાં ગુંજી ઉઠશે.

સ્મરતાં વહશે આંખથી...ઉન્હા જળના ધોધ,
આપ પુકારી ઉઠશો "હતી પવિત્ર સરોજ !"

" એ બધું બોલવાનું છે. બાકી મ્હારા શંકીત હૃદયમાં પડેલો ચીરો ત્હારા મજબુત પુરાવા વિના હવે કદાપી સંધાવાનો નથી...

શંકા પડી જે દીલમાં તે એકદમ ટળશે નહિ,
પાકા પૂરાવા વીણ પાછાં આ હૃદય મળશે નહિ,
તૂટયા હૃદયના તાર તે...આંસુ કદી નહિ સાંધશે,
જ્યાં પ્રેમના પાણી નથી...ત્યાં પાળ શાની બાંધશે ?"

" કરવા ધારો તો સૌ થાય ! અને નહિ તો કંઇ નહિ...

પાણી વહ્યાં છે પ્રેમનાં...તો પાળ પ્રાણોની થશે,
બળિદાન દઇશું દેહના...તો શીઘ્ર શંકા ભાંગશે.
જો નિષ્કલંકીત નામ મ્હારૂં...નાથ-મુખ સંભારશે,
ધનભાગ્ય તો આ કિંકરીનું...જીવવું સાર્થક થશે.

બોલો પ્રભુ ! સરોજનું સ્વાત્માર્પણ તમારા હૃદયની શંકા ટાળશે ?"

" ટાળે કે ન ટાળે ? તે ત્હારે જોવાનું નથી: પ્રતિતિ દેવા પ્રાણની આહૂતિ આપનાર વીરલ વ્યક્તિઓ કેવળ પોતાનું કર્તવ્ય-પાલનજ સમજે છે. યુદ્ધમાં યાહોમ કરી ઝંપલાવનાર મરણીઓ દેશભક્ત કે સન્નારી સ્વતંત્રતા મળે કે ન મળે ! તેનો વિચાર નથી કરતો... છતાં પણ...

બળિદાન જ્યાં સમજી વિચારી ! દીલથી દેવાય છે,
વ્હેલો અગર મોડો નકી ત્યાં વિજય અંતે થાયછે."

"જો એમજ છે, તો હું તૈયાર છું...પરન્તુ...જતાં જતાં હજુ એક છેલ્લીવાર તમને કહી દઉં છું...કે આપને અત્યારે તો મ્હારો આઘાત નહિ સાલે. પરન્તુ જ્યારે...

એ દેવના દરબારમાં...મુજ ન્યાય ડંકો વાગશે,
ત્યારે તમારા દીલની શંકા સહજમાં ભાંગશે.
દિનરાત દાસીને પછી...પ્યારા પતિ સંભારશો,
ચારે દિશામાં...કયાં ગઇ? પાગલ બની પોકારશો."

"સરોજ ! સરોજ ! બસ કર...હું ત્હને મરવાનું નથી કહેતો..."

"ત્યારે ?"

"તું મ્હને છોડીજા...ભુલીજા..." ગુલાબસિંહની આંખોમાં આટલું બોલતાં પાણી ભરાઇ આવ્યાં.

"તમે શા માટે રડો છો ! સરોજ બોલી.

"ત્હારે માટે ! સરોજ ત્હારે માટે ! મ્હને ત્હારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો...પરન્તુ..."

"પરન્તુ શું ? એ વિશ્વાસનો મ્હેં ભંગ કર્યો ! એજ કહેવા માગો છોને ? ફીકર નહિ...હવે તમે કહો તો પણ હું આ અપવિત્રજીવન લંબાવવા નથી મ્હાતી. પ્રભુ ! હું જઇશ. જવા ખુશી છું...પરન્તુ મ્હારી સરયુની રક્ષા કરજો.

ફરિયાદ કરવા ન્યાયની...દરબારમાં હું જાઉં છું,
સરયુ તમારે આશરે...હે નાથ ! સોંપી જાઉં છું.
એ મા વિનાની બાળકીને...સ્નેહથી સંભાળજો,
વિશ્વાસ મૂકું છું તમારામાં...બરાબર પાળજો."

સરોજની આંખમાં સરયુના સ્મરણે ખળખળ આંસુ વહેવા લાગ્ય. કઇ અભાગિની માતા પોતાની પુત્રીનું વાત્સલ્ય વીસરી જાય? ગુલાબસિંહ બ્હારવટીઓ હોવા છતાં બહુજ દયાળુ હતો. તેનામ સરોજના આ હૃદયભેદક શબ્દો સાંભળવા હૃદય ન્હોતું. પત્નીની પાણી ભરેલી આંખ સ્હામુ જોવાની બીલકુલ શક્તિ ન્હોતી. ભલભલાને કંપાવનાર વીર ગુલાબસિંહ સરોજના અંતિમ ઉદ્દગારોએ પિગળી નમ્ર થઇ ગયો. તેણે સરોજના મુખ ગમીથી પોતાનું મુખ ફેરવી લીધું. સરોજના શબ્દો તેના કાન ન્હોતા સાંભળી શકતા! સરોજ આગળ બોલીજ જતી હતી.

શંકા તમારી ટાળવા ઓ નાથ! છુટી થાઉં છું,
તે દેવના દરબારમાં...દાવો હવે નોંધવું છું.
નિર્મળ હૃદયને દુઃખ દેતાં ભૂલ એની થાય છે,
એનો ખુલાસો પૂછવા...દાસી તમારી જાય છે.
પ્રીતિ પરસ્પરની પતિ! અંતર વિષેથી ત્યાગજો,
મ્હારા જવા પૂંઠે તમે આ ઉંઘમાંથી જાગજો.
મ્હારા જતાં! શ પ્રીત હૃદયમાં હે હરી? શાન્તિ થજો,
આ પાપિનીના નામને...પતિદેવ! હા ભૂલી જજો.

પરન્તુ...ના...તમે તે નહિ ભૂલી શકો...કારણ કે

પુત્રીનુ મુખ જોઇ! તમને યાદ મ્હારી આવશે,
નિર્મળ છબી હતભાગિનીની આંખ આગળ લાવશે.
મ્હારા ઉપરનો પ્રેમ જે...એના ઉપર સૌ ઢોળજો,
ઉમ્મર થતાં લાયક પતિ એને પૂછીને ખોળજો.

નાથ! હવે છેવટની વિદાય લઉં છું...પરતુ જતાં જતા એક વાર આપનું મુખદર્શન કરી લેવા દયો...

છતાં ગુલાબસિંહે મુખ ન ફેરવ્યું. તે શું કરતો હતો ? તેના હૃદયમાંથી શંકા નાબૂદ થઇ ગઇ હતી. પોતે એક પવિત્ર સતીની ઉપર વ્યર્થ કલંક મૂકયું તે બલ તેને હવે બહુ લાગતું હતું. છતાં તેનું ગળું ભરાઇ આવ્યું હતું, તેથી કશું પણ બોલી શકતો ન હતો. કેવળ તેની આંખમાંથી આંસુનો ધોધ વહ્યો જતો હતો.

પ્રત્યુત્તર ન મળવાથી સરોજને બહુ લાગ્યું. તેના મુખમાંથી એટલાજ શબ્દો બ્હાર પડી ગયા કે:—

મૃત્યુ નથી આ હોંસનું પણ હાય ! ને અફસોસનું,
અંતિમ વચન સંભારજો...કે "નાથ હું નિર્દોષ છું."

"સરોજ ! દેવી ! તું પવિત્ર છે." ગુલાબસિંહના મુખમાંથી એકાએક ઉદ્દગારો બ્હાર પડી ગયા. તે પ્રિયાને હૃદય સરસી દાબવા ફર્યો. પરન્તુ અફસોસ ! એકજ પળ મોડું થઈ ગયું હતું. સરોજ એ પવિત્ર શબ્દોથી પોતાના કર્ણને પાવન કરવા ન્હોતી થોભી ભેખડ ઉપરથી ધૂ-ધૂ-ધૂ કરી ધૂધવતી સરિતાના નીરમાં તેણે પડતું મૂકયું હતું.

"ઓ...સરોજ !..." કે'તો બહાદૂર બ્હારવટીઓ ગુલાબ-સિંહ અવાચક્ બની સરોજનું આ સ્વાત્મસમર્પણ જોઇજ રહ્યો.

વાંચક ! એ પછી સરોજનું શું થયું ? તથા આપણી વાર્તાના નાયક ગુલાબસિંહનો જમણો હાથ વીરો કયાં ગયો ? એ જાણવા માટે ભાગ બીજો વાંચ ! ત્હારી જીજ્ઞાસાને બહુ વાર નહિ દાબી રાખવી પડે ! તેનું વચન આપું છું.

—(૦) પ્રથમ ભાગ સંપૂર્ણ. (૦)—

---

# અજબ ગજબ



( વાંચો ) સચિત્ર પતિવ્રતાનો પ્રતાપ કીં. ૦—૧૦—૦

( વાંચો ) સચિત્ર કુંમાર ભાગ ૨ કીં. ૦—૧૦—૦

બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ
રીચીરોડ—અમદાવાદ.

